આજે જે ઘરસંસાર છે તે તો સંસારનો રગડો છે. ઘણો ગુંચવાયેલો, અપભ્રષ્ટ બનેલો, મહા જટિલ અને વિકટ બનેલો કોયડો છે. એનો ઉકેલ શો ?

અસત્ય જો પાપ હોય તો દંભ વળી મહાપાપ છે. હજી પણ ગોરજ સમયે કે પ્રભાતે સાવધાનની બ્રહ્મવાણી ઉચ્ચારાતાં છતાં, લગ્નની સંસ્થામાં નવું નવું થતું જોવાનું મળશે. મુદ્દતશાદી યા કરારલગ્નો આવશે, આવશે જ. મુક્ત વિહાર ચાલશે. છૂટક લગ્નો થશે, ઉદ્ધડ લગ્નો લેવાશે. અમુક હેતુ પૂરતાં જ લગ્નો યોજાશે. ધર્મ, કારજમાંથી કેવળ અલાયદો રહી જશે, વિમુખ પણ થશે. રૂઢિ પણ નિર્બળ બનશે, વ્યવહાર-કરાર પણ શિથિલત્વ ધારણ કરશે અને વિચિત્ર એવું કંઈ બનશે અને તે ચિત્રાત્મક અને ચિત્તાકર્ષક પણ લાગશે. એ બધું કોણ અટકાવી શકશે ? થવા દો. પણ એ રગડમાંથી સહેજ હસી, જરા ગ્લાનિ અનુભવી, આપણે આજનાં લગ્નોમાં દેખાતી—શું કહીશું—'વલ્ગેરિટી'માંથી ઉગરીએ તો બસ !



# પાંજરાપોળ

એને એક પ્રહસન કહીશું?



ચન્દ્રવદન મહેતા



બે રૂપિયા



એન. એમ. ત્રિપાઠી લિ.
બૂકસેલર્સ · પબ્લિશર્સ
મુંબઈ: ૨

પાંજરાપોળ
પ્રથમવાર : ૧૦૦૦
નવેમ્બર ૧૯૪૭

●



●

: મુદ્રક :
ધીરુભાઈ દલાલ
એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ
એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ
૫૦૫, આર્થર રોડ, તારદેવ
મુંબઈ ૭

●

: પ્રકાશક :
પરમસુખ પંડ્યા
એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨

●

: ઉપરણું :
રવિશંકર પંડિત

## સમે વર્તે સાવધાન !

**આ** સંસારમાં સરસા રહેતાં અને મહા મુસીબતે મન મારી પાસ રાખતાં, ભવોભવની પ્રીતિ મેં પ્રમાણી છે. મળી દષ્ટોદષ્ટના દાખલા પણ દેખ્યા છે. લેણાદેણીની પ્રીતિ પણ પારખી છે. કેવળ શરીરઆકર્ષણ પણ અવલોકયું છે. બાળપણની પ્રીતિથી લગ્નસંબંધ બંધાતાં બે જીવડાંને આખો સંસાર સુખમય વિતાડતાં પણ જોયાં છે. તેમ એવા જ અધવચ્ચે ડુબકિયાં ખાતાં પણ ન્યાળ્યાં છે. પ્રેમમાં પડેલાં કિશોર-કિશોરીને પરણીને વર-વહુ બનતાં, શરુઆતમાંનો ઘરસંસારનો વિકટ માર્ગ સુખે વટાવી, સંસારસાગર પાર કરતાં પણ જોયાં છે, તો અધવચ્ચે પહોંચ્યાં પહેલાં જ ખરાબે ચઢતાં પણ જાણ્યાં છે.

તેમ જ બીજે પક્ષે—

મોટેરાંઓએ લાકડે માંકડું વળગાડી દીધેલાં કજોડાં, દુઃખી તો થાય એ તો સ્વાભાવિક છે, છતાં એમાં પણ કોઈ નિરાંતે, સ્વસ્થતાથી, સંતોષથી ઘરસંસારના કોકડાનો સૂતરનો તાર વણતૂટયો ઊકેલતા પણ જાણ્યાં છે. તેમ જ એમાંયે એકબીજા તરફ અપૂર્વ ભક્તિભાવે જીવન જીવતાં પણ જોયાં છે.

વળી પ્રેમાળ વર પોતાની પસંદગીની પ્રિયતમાને પરણ્યા પછી પણ રખાત રાખે એવા દાખલા પણ નજર સામે છે. કયાંક કોક વરે વળી પોતાની પ્રિયતમાની સંમતિથી પણ રખાત રાખી છે. પ્રિયતમા એને પોતાને ઘેર મળવાજમવા વારઅવસરે નોતરે પણ છે. એક પર બીજી નથી કરી, છતાં પતિએ પોતાની મિલકત પત્ની તેમ જ રખાત વચ્ચે સરખે ભાગે પણ વહેંચી છે. તેમ રખાતે પોતાની મિલકતમાંથી રખડી પડેલા ધણીને નભાવ્યાના દાખલા પણ મળી આવે છે. કયાંક વળી પત્નીને રખડાવી બધું જ રખાતને આપ્યાનો દાખલો પણ છે. એક નહિ પણ વધારે કિસ્સાઓમાં વહુએ વરની નામરજી હોવા છતાં એની ઉપરવટ થઈ પોતાના વર માટે બીજી વહુ ઘરમાં પરણેતર તરીકે આણી છે, સલાહસંપથી એક જ મ્યાનમાં તલવારની જેમ ઘરસંસાર ચલાવ્યો છે. અને આ બધો ઘટિત વ્યવહાર પણ ગણાયો છે.

હવે જરા આગળ ચાલીએ. એવા પણ દાખલા છે કે પત્ની પતિની મરજીથી આડો વ્યવહાર કરે છે. પતિના અજાણતાં તો જાણે કરે, ક્યાંક પતિ આંખ આડા કાન પણ કરે છે. આ માટે અનેક કારણો જવાબદાર છે, પણ અહીં કારણ ચર્ચવાનું સ્થાન નથી. વળી એવો પણ દાખલો મોજૂદ છે કે

પત્ની પોતાની જાતને પતિને આપી બેઠી હોય, હૃદયથી બીજાને વરી હોય અને જીવનભર એ મળો કે ન મળો છતાં એનું જ રટણ–ચિંતવન કર્યાં કરે છે. તેમ જ આ પેલીને, પેલી ઓલાને, ઓલો વળી નવીને એમ ' યાં ચિન્તયામી 'નો ભરથરીનો અમરફળનો કિસ્સો પણ મશહૂર છે.

વળી વરવહુ પરણી અણબનાવ થતાં, લઢતાં છુટાછેડા લઈ, ત્યાર પછી સીધો સંબંધ રાખતાં પણ પ્રમાણ્યાં છે, ઉત્તમ મિત્રો તરીકે વર્તતાં પણ જાણ્યાં છે, ધણીને પોતાની પત્ની નહિ ગમતાં પત્નીનું મન બીજે ચોટતાં એને છૂટી કરી, પોતે એને બીજાને પરણાવી પણ આપી છે. બે ભાઈઓ બીજા કુટુંબની બે બહેનોને એક જ વરઘોડે પરણવા જતાં ચોરીમાં મામાએ ઘુમટાળી વહુઓને એકની વિવાહિતા બીજાની ચોરીમાં અને બીજાની પહેલી ચોરીમાં મૂકી દેતાં પણ જોયાં છે, અને એમ અદલબદલનાં લગ્નો પણ થયાં છે, વેપારી બજારમાં થતી હિકમત જેમ, વહુ બતાવાય એક, પરણાવાય જુદી એવા પણ દાખલા નોંધાયા છે. જન્મીને તો પરણે પણ જન્મતા પહેલાં પણ પરણે એવા પણ બનાવો આ આર્યપ્રદેશમા બને છે. અને વર જન્મતાં જ વિધુર હોય, યા કન્યા જન્મ થતાં જ વિધવા હોય એમ પણ બન્યું છે. એક એક વર્ષની વિધવા તો અહીં સેંકડોની સંખ્યામાં આજે પણ મળી શકે એમ છે.

આચાર કહો, અનાચાર કહો, વ્યવહાર, વ્યભિચાર કહો પણ એના અનેક દાખલા આપણે મેળવી શકીએ એમ છીએ. વળી આચાર-વ્યવહારાદિની વ્યાખ્યાઓ પણ જમાનેજમાને બદલાતી રહી છે. સાથે સાથે લગ્નની વિધિ પણ બદલાયા કરે છે. રજિસ્ટર તો ઠીક પણ હવાઇ જહાજોમાં, ધરતીમાતાથી દૂર દૂર, અને ટેલિફોન ઉપર અગ્નિની શાખ વિનાનાં પણ લગ્નો થાય છે, એક ખંડથી બીજે ખંડ વરકન્યા હોય છતાં પરણી શકે છે, તો બાર ગાઉ જ દૂર કરમસદ બોરસદ આવ્યાં હોય તોય તે પરણી શકતાં નથી, એવા પણ દાખલા ઇતિહાસે નોંધાયા છે. જાતજાતનાં વર્ણભેદનાં, રંગરોગનાં કારણો નાબૂદ પણ થયાં છે, મોજૂદ પણ છે. એ બધા પર લગ્નનો આધાર રહે છે. પત્રિકાઓમાં જન્મના અક્ષરો ફેરવાયા છે, ધનના ઢગલા કરાવાયા છે. બેંક-એકાઉન્ટ બનાવટી બતાવાયા છે. જન્માક્ષરને બદલે એકાઉન્ટની સાથે એકાઉન્ટ મેળવાયા છે અને પછી લગ્નો ઠેરવાયાં છે. વળી પતિએ પોતાની પરણેતરને કુંવારી મનાવી બીજા સાથે પ્રેમચેષ્ટા કરવા દઇ એની સાથે પરણવા પણ દીધી છે અને પછી એવા થયેલા બીજા ધણીને ધણીએ

કાયદાની તલવાર પણ બતાવી છે. પરણવા ખાતર જ ધર્મ બદલ્યાના દાખલા રાજાથી માંડી સટોડિયા સુધીમાં શોધીએ તો ઘણા જડી આવે એવા છે. આ અપવાદોની વાત નથી, હવે તો રોજિંદા થતા વ્યવહારની વાત છે. આ પિંજણ જેટલું લાંબું કરીએ એટલું ઓછું છે, પણ નહીં કરીએ. આમાં લગ્નોના ચોકઠામાં રૂઢિ, કર્માનુબંધ, ઋણાનુબંધ, આદર્શ, ભાવના, કર્મકાંડ, ક્રિયાકાંડ, મંત્રદીક્ષા, લેણાદેણી, કર્મનું ફળ, વિધિવ્યવહાર, હૃદય, પ્રેમપ્રીતિ, ધર્મ, ફરજ, નીતિ વગેરેને ક્યાં અને કેમ ગોઠવવાં એ જ એક વિકટ પ્રશ્ન છે. આર્યસંસ્કૃતિ, એની લગ્નની અપૂર્વ ભાવના, ઘરસંસારનો વિશુદ્ધ આદર્શ, ધર્મ, અર્થ, કામ, મોક્ષનો સમન્વય એ બધું આજે તો સપના જેવું લાગે છે.

આજે જે ઘરસંસાર છે તે તો સંસારનો રગડો છે. ઘણો ગુંચવાયેલો, અપભ્રષ્ટ બનેલો, મહા જટિલ અને વિકટ બનેલો કોયડો છે. એનો ઉકેલ શો? મનુ ભગવાન જાણે, હમ ન જાને! હમ તો ઇતના હિ જાને, પોતાનું અંતર વિશુદ્ધ કરી પોતાપૂરતી પ્રામાણિક દૃષ્ટિ કેળવી, અનેક વિસ્ફોટક દૃશ્યોથી ઊપસી આવેલા, મારમાર થતા સંસારમાં, ઓછામાં ઓછા દંભથી, પોતાપૂરતું સ્વરક્ષિત ઠામ મેળવી, જરા ઊભા રહેવું; અંધારમાં આગળ ન વધવું, ઇશ્વર પાસે અજવાળાની પ્રાર્થના કરવી, વધારેમાં વધારે થતી વિકૃતિમાં મદદગાર ન થવું, આપણે ડાહ્યા જ છીએ એમ માની ન બેસવું. આવતી કાલે મનુ મહારાજ નહિ તો કોઇ સવાઇ-માનવ ઉત્પન્ન થશે અને વિમળ પંથ દાખવશે, એવી આશા સેવતાં રહેવું.

અસત્ય તે જો પાપ હોય તો દંભ વળી મહા પાપ છે. હજી પણ ગોરજ સમયે કે પ્રભાતે સાવધાનની બ્રહ્મવાણી ઉચ્ચારાતાં છતાં, લગ્નની સંસ્થામાં નવું નવું થતું જોવાનું મળશે. મુદતશાદી યા કરારલગ્નો આવશે, આવશે જ. મુક્ત વિહાર ચાલશે. છૂટક લગ્નો થશે, ઉદ્ધડ લગ્નો લેવાશે. અમુક હેતુ પૂરતાં જ લગ્નો યોજાશે, ધર્મ, કારજમાંથી કેવળ અલાયદો રહી જશે, વિમુખ પણ થશે. રૂઢિ પણ નિર્બળ બનશે, વ્યવહારકરાર પણ શિથિલત્વ ધારણ કરશે અને વિચિત્ર એવું કંઇ બનશે અને તે ચિત્રાત્મક અને ચિત્તાકર્ષક પણ લાગશે. એ બધું કોણ અટકાવી શકશે? થવા દો. પણ એ રગડામાંથી સહેજ હસી, જરા ગ્લાનિ અનુભવી, આપણે આજનાં લગ્નોમાં દેખાતી......શું કહું?......'વલ્ગેરિટી' માંથી ઉગરીએ તો બસ!

—ચન્દ્રવદન મહેતા

# પાંજરાપોળ

પ્રથમ ભજવાયું

તા. ૧લી અને ૨જી નવેમ્બર, ૧૯૪૭ : એક હૉલ, મુંબઇ

●

પાત્રો

| | | | |
|---|---|---|---|
| જ્યોતિ | .. | .. | મંજરી મજમુંદાર |
| છાયા | .. | .. | હંસા ખખ્ખર |
| ભુરીફોઇ | .. | .. | સરોજ દલાલ |
| લીલીમાશી | .. | .. | દેવયાની દેસાઈ |
| પ્રેમળ | .. | .. | ચન્દ્રવદન ભટ્ટ |
| ભુરાકાકા | .. | .. | ગોપાળકૃષ્ણ મોદી |
| લીલામામા | .. | .. | હરકાન્ત મહેતા |
| ધોળાભાઈ | .. | .. | કાન્તિલાલ શાહ |
| કાળાભાઈ | .. | .. | નીલકંઠ નાણાવટી |
| સર્વજ્ઞાન | .. | .. | દુષ્યન્ત દેસાઈ |
| સર્વગુણ | .. | .. | |
| નવરંગકુમાર | .. | .. | ઉષાકાન્ત મોદી |
| લાલભાઈ | .. | .. | શંકરપ્રસાદ દેસાઈ |
| કેસરી | .. | .. | કૃષ્ણકુમાર ધીઆ |

●

: દિગ્દર્શક :

**ચન્દ્રવદન ભટ્ટ**

# અંક પહેલો

જ્યોતિ

(મોઢું ચઢાવેલી ચોપડી વાંચતાં અટકી) છાયા! તું ચન્દ્રવદનને ઓળખે છે? એણે આ નાટક લખ્યું છે.

છાયા

ના, ઓળખતી તો નથી; પણ નાટક સારું છે? વાંચવા જેવું છે?

જ્યોતિ

તે તો કોણ જાણે. એ વાંચવા જેવું લખે છે ત્યારે ભજવાતું નથી, ભજવવા જેવું લખે છે ત્યારે વંચાતું નથી.

છાયા

કેમ! મોટીબેન! ચોપડી ફેંકી દીધી?

જ્યોતિ

ત્યારે શું? લેખક ગમે તેમ લખે એટલે મેં માન્યું? તું ચન્દ્રવદન મહેતાને નથી ઓળખતી?

છાયા

ના, કેમ? તમે ઓળખો છો?

જ્યોતિ

ઉં...ઉં......હા....હા....હં.

છાયા

એમાં આવડો મોટો નિસાસો કેમ નાંખ્યો?

જ્યોતિ

શું કહું છાયા? પણ આપણે એની વાત પછી કરીશું. પહેલાં તું કંઈ ખાવાપીવાની તૈયારી રાખ. હમણાં પેલા આપણા એ સૉલિસિટરો આવવાના છે.

છાયા

કોણ, કાળાભાઈ અને ધોળાભાઈ?

જ્યોતિ

હા. અને આજે પેલું બાપાજીનું વીલ વાંચવાના છે. અને આજથી એનો અમલ પણ થવાનો છે.

છાયા

ઓ, એમ! આપણે ઉંમરલાયક થઈ ગયાં એથી?

જ્યોતિ

હા, છાયા! અને જો, પેલું નાટક અહીંથી અંદર મૂક તો. કાળાભાઈ ધોળાભાઈમાંથી કોઈની નજર પડીને, તો લઈ જ જશે!

છાયા

પૂછ્યા વિના?

જ્યોતિ

હી હી! લે, જો. કોઈ આવ્યું સુદ્ધાં. ટાઈમ ટુ ટાઈમ આવવામાં સૉલિસિટરો પહેલ્લા......

છાયા

હા, અને ડાકટરો છેલ્લા. (ચોપડી લઈને જાય છે)

જ્યોતિ

એમ તો હું કાળાભાઈને પણ ઓળખું છું, અને ધોળાભાઈને પણ ઓળખું છું. બાપાજીએ વીલમાં શું લખ્યું હશે?

છાયા

મોટીબેન! આતો આપણાં ફોઈબા છે, અને કાકાજી.

[ જૂના જમાનાના પીઢસ્તંભ જેવાં બે ભાઈ બેન ભુરાભાઈ અને ભુરીગવરી અસલી ઠાઠમાઠડસ્સાઠાવકાઈ સાથે પ્રવેશે છે ]

જ્યોતિ

આવો ફોઈબા! આવો, આવો કાકાજી!

ભુરાકાકા

લે, જો, સાંભળ! મેં તને ન્હોતું કીધું, કે જ્યોતિ હવે બહુ ડાહી થઈ ગઈ છ? પહેલું માન તો તને આલ્યુંને? એમ તીયારે.

ભુરીફોઈ

હાસ્તો! મારા ભાઈની દીકરી છ. કંઈ જેવી તેવી છ? આવ દીકરા, આવ. જીવતી રહેજે. એ મા! હું તો થાકી ગઈ. બઈળા આ દાદરા. તારો બંગલો પણ બહુ ઊંચો તો!!

જ્યોતિ

પણ બેસોની ફોઈબા! આ રહ્યો સોફો. થાક તો લાગે જ તો. જરા દાદર—

ભુરીફોઈ

આય મા! આ તો મૂઉં કેટલું પોચું!

ભુરાકાકા

એમ ત્યારે; એ તો હવે નવી ફિસાતના સોફા. બેઠા એટલે ડુબ્યા!

જ્યોતિ

પછી છાયા, ફોઈબા માટે ચાનું કહેજે.

ભુરીફોઈ

અરે હારે, ચા તો હું પીવાની. મારા ભાઈનું ઘર છે, તે ચા નહીં પીઉં? મારો ભાઈ જીવતો હતો ત્યારે તો...ઓ...ઓ...મારો ભાઈ...હી હી હી હી ઇ ઇ...અને આ મારી છાયા! તું બિચારી નાનપણમાં જ વિધવા થઈ, અને કંઈ સુખ નહીં જોયું...હુ હુ હુ હુ ઉ ઉ......

જ્યોતિ

ચાલો ફોઈબા! હવે એ જૂની વાતો કાં યાદ કરો છો? હોય એ તો.

ભુરીફોઈ

અને બહેન, તેં છાયાને સાવકી જાણીને જરાય ઓછું આવવા દીધું નથી.

ભુરાકાકા

મારા ભાઈએ જ્યારે એક પર બીજી કરી ત્યારે તો તમે કેવાં બધાં એના પર તુટી પઈડાં'નાં. એ તો મેં જ હિંમત કરીને એને પરણાઈવો'તો. ત્યારે તો છાયાનો જનમ પણ નહીં.

ભુરીફોઈ

અરે ભાઈ, ભગવાનની માયા છ. સાલુ એ બી અજબ. આ બીજી વહુ આવી કે ઘરમાં અઘરણી. જ્યોતિ! તારી મા તો એવાં રૂડાં પગલાંની કે પહેલી વહુને પણ પછી અઘરણી આઈવું.

ભુરાકાકા

અરે હારે. અઘરણી પર અઘરણી.

જ્યોતિ

ઠીક ફોઇબા! એકદમ કંઈ કહેવડાવ્યા વિના ચઢી આવ્યાં, તે કંઈ ખાસ કામ, કે એમ જ? મને કહેવડાવત તો હું મળી જાત.

ભુરીફોઈ

અરે નારે, એ તો ભુરોભાઈ મારો, તે વાત લાઈવો, કે આજે સૉલિ-સિટરો આવવાના છ. તે બઈજું મને પણ થઈ આઈવું કે લાવ જરા જઈ આવું.

ભુરાકાકા

અને જરા કહી આવું.

ભુરીફોઈ

અરે હાં, તેં ઠીક ઈયાદ કરી આઈપું. લે ત્યારે તું જ કહેવા માંડ. મારો ભાઈ કરું.

ભુરાકાકા

નારે, એતો ભુરી! તને જ કહેતાં આવડે. આપણે કંઈ બૈરાસાસ્તરમાં હમજીએ નહીં.

ભુરીફોઈ

ચલ, એમ છૂટી ન જા. રસ્તે તો તને બધું હમજાઈવું છ.

ભુરાકાકા

અરે તું રહી ફોઇબા! મારી જીભે બોલ જ નહીં આવે. તું જરા કહેસેને એટલે પતી જસે.

જ્યોતિ

અરે, પણ એવું શું છે? તમે કહી નાંખોને—મેં ક્યાં તમારી વાત નથી સાંભળી?

**ભુરાકાકા**

અરે કંઈ નહીં બેન! આ એ જ તો. દુનિયાના ખટલા. આ અમે જરા મોટા રીયા એટલે આ વળી ચિંતા. બાકી હાલની છોકરીઓને તો કંઈ કહેવાય છ?

**ભુરીફોઈ**

ચલ, એવું ન બોલતો વળી. મારી જ્યોતિ કંઈ એવી ઉછાંછળી નથી તો! મોટાંને માન આપે અને હાંભળે એવી છ. કેમ દીકરા!

**જ્યોતિ**

હા, હા, ફોઈ! બહુ છાપરે નહીં ચઢાવો દો. પછી પસ્તાવું પડે એના કરતાં કહેવા જ માંડો ને?

**ભુરાકાકા**

હાં...આ....આ...તે જ. ચલ કહી નાંખ ભુરી, એમાં સું, એ બોલ કહેવાય.

**ભુરીફોઈ**

હું જાણુંની કે અંતે મારે જ મગનું નામ મરી પાડવાનું છ. એ તો જ્યોતિ! જો, હવે તું મોટી થઈ, એટલે અમે ભાઈબેને તારે માટે એક વિચાર કઈરો છ, તે કહેવા આઈવા છ.

**છાયા**

પણ કાકાજી! આજે હમણાં પેલા કાળાભાઈ ધોળાભાઈ સૉલિસિટરો આવવાના છે. હમણાં જ આવશે.

**ભુરાકાકા**

હી, હી, હી, હી, અરે! તે હું નહીં જાણું? હું નહીં જાણું? એ તો હવે કાળાભાઈ ને ધોળાભાઈ! બાકી આ મારી નજર સામે રમતા'તા અને અમે કાળીઆ ધોળીઆ કરી બોલાવતા. હવે મોટા સૉલિસિટર! આ એણે જ મને કહ્યું ને!

ભુરીફોઈ

અરે! ભુરાને તો આખા ગામની ખબર પડે. કોણ જાણે કાંથી લઇ આવે જ. પેલી ઉજમની છોકરી મણીઆ હંગાથે નાહી ગઈ તે ખબર પણ પહેલી એ જ લાઈ વો.

ભુરાકાકા

એમ ત્યારે, એ જ તો ખૂબી છ! પણ હજી એ લોકો આવી નથી ગયા? મને થયું કે મકુ આવી ગયા હશે, તો લાવ જોઈએ.

(ગડબડ) આ એ જ આવ્યા લાગે છ.

જ્યોતિ

છાયા બેન! જો તો—હોય તો (છાયા જાય છે)

છાયા

મોટીબેન! એ તો તમારાં લીલી માશી ને લીલાધરમામા આવ્યા.

ભુરાકાકા

હું! એ કાઠીઆવાડી ડોકરાનું અહીં સું કામ છ?

જ્યોતિ

કાકાજી, એમ કેમ બોલો છો? ગમે તેમ તો યે મારી માનાં ભાઈબેન તો ખરાં ને? તમે જેવા બાપાજીના તેવા.

ભુરાકાકા

પણ અહીં હવે સું દાઇટું છ? એક તો તાંથી બઇરી લાઈ વો અને એ મરી ગઈ. હવે એનું સું?

જ્યોતિ

કાકા! કાકા! એ લોકો આવ્યા.

[ અસલ કાઠીઆવાડી લેબાસમાં ભાઈબેન લીલાધર અને લીલાકુંવર પ્રાચીન ધર્મરૂઢી-નીતિસંસ્કૃતિના સંરક્ષક રૂપ દેખાતા પ્રવેશે છે ]

જ્યોતિ

આવો મામાજી આવો, આવો આવો, લીલીમાશીબા!

લીલીમાશી

ઓહો ને! મારો દીકરો કેટલો મોટો થઈ ગયો! એ હો હો! સુખી થા બેટા! અને—

જ્યોતિ

બેસો માશી, બેસો. કેમ મામા, કેમ છો?

લીલાધર

(ઝીણી આંખે) અરે દીકરી! હવે અમારે શું? આ એક તું. ઘર માંડીને મોટી થઈ સુખી થાય કે મનને નિરાંત. અટાણે અમે હવે થ્યાં ઘઈડાં. ઈ તો અસલનાં ખાનપાન, તે હજી શરીર આટલું હાલેસે—નહીં તો...

લીલીમાશી

આ તો છાયા કની? પહેલી વારની બાયડીની, ખરું નાં? તારી હાવકી બેન, નહીં?

જ્યોતિ

હા, માશીબા.

લીલીમાશી

ઈ તો કેમ કરી ઓળખે?

લીલાધર

તે જ્યોતિ દીકરા! આ મહેમાન કોણુ બેહાંસે?

જ્યોતિ

એ ન ઓળખ્યા મામા? ભુરા કાકા! બાપાજીના ભાઈ.

લીલાધર

હા, હા, હા. જોયુંને? આ મારી આંખ થઈ કાચી, ને જરા ઝંખવાઈ. અરે વાહ! ભુરાભાઈ શેઠને કેમ નહીં ઓળખું? કેમ! સુખી આનંદમાં કની?

**ભુરાકાકા**

હા, લીલાધર! પણ તમે કંઈ આ બાજુ ઝબકી પડ્યા!

**લીલાધર**

હી હી હી હી! જરા અમસ્થું—આ...આ...આ મારી બેન લીલીને થ્યું કે ભાણુકીના ભેળા થાયે ઘણો વખત થ્યો. કંઈ ભેટો થ્યો નથ. અને આજનાં ભણેલાં છોકરું, કંઈ અમજેવા ખરતા પાનને બે અક્ષર ઓછા જ લખે સે?

**ભુરાકાકા**

ખરું, ખરું. એનો બાપ આટલી દીકરી મૂકી ગયો છ તો આજે આપણાથી મળાય છ.

**ભુરીફોઈ**

હાસ્તો–હાસ્તો. મારે તો એ બે દીકરા બરાબર છે. છાયાના નસીબમાં સુખ નહીં, આ એટલું મને લાગે છે. (રડવા જેવાં થતાં)

**લીલાધર**

હોય બેન! હોય! ભગવાન બધાને કંઈ ઓછાં જ બધાં સુખ દીએ છે? એતો—

**જ્યોતિ**

છાયા! જો તો બેન! કાળાભાઈ ધોળાભાઈ આવ્યા લાગે છે. (છાયા જાય છે)

**ભુરીફોઈ**

ઘરમાં આટલા નોકરચાકર છે તે તેને કહેની, બિચારી છાયાને શું ફેરાઆંટા ખવડાઈવા કરે છ?

**લીલીમાશી**

એ તો સારું! જરા હાડકું છૂટું થાય.

**ભુરીફોઈ**

હાઆ તો—મારે તો બંને સરખી—

છાયા

(આવીને) એ જ આવ્યા છે, બેન! બોલો ક્યાં બેસાડું?

જ્યોતિ

ક્યાં શું વળી? અહીં જ. બધું ગોઠવણ મુજબ. સૉલિસિટરોને કંઈ ના કહેવાય? કેમ ફોઈબા!

ભુરાકાકા

અરે હારે, એ કામ પહેલ્લું. આવવા દો.

જ્યોતિ

ત્યારે...તમે કાકા, ફોઈબા, મામાજી, માશીજી! બાજુના ખંડમાં બેસો. ત્યાં ચા તૈયાર છે. વાજુ છે, રેડિયો છે. અને છાયા! થોડો નાસ્તો પણ રાખ્યો છે ને?

છાયા

હા મોટી બેન! અને રેડિયો તો ચાલુ જ છે.

ભુરીફોઈ

અરે મૂઆં એ વાજાં, અને બઈળા એ રેડિયા.

લીલાધર

દીકરી! આપણે ક્યાં કંઈ ખાનગી સે? અમે છો બેઠાં રિયાં અહીં. કાકાજીને જાવું હોય તો ભલે જાય.

ભુરાકાકા

એ જાય એ બીજા, સમજ્યા મહેરબાન!

લીલાધર

તો બેઠાં રિયોને, બંગલો મોટો સે.

છાયા

આવો બધાં અહીં, મેં બધી તૈયારી રાખી છે.

૨૫૮-૪૦

લીલાધર

હવે તૈયારી મસાણુની! અમે તો આંઇ બેઠા. વકીલોની વાતું હાંભળવા તો અમે ભેળા થ્યા સૈ.

ભુરાકાકા

જ્યોતિ! તું કહેતી હોય તો આ દાગીનાને ઉંચકીને બહાર જોખી દઉં.

લીલાધર

હવે ઇ રહેવા ઘો, જોખવાવાળા નો દીઠા હોય તો! આનો જો એક ઝાટકો દઉં કની તો...

જ્યોતિ

તમે અહીં લઢવા આવ્યા છો? આવો, આવો, કાળાભાઈ ધોળાભાઈ!

[એક દેશી કપડામાં, અને બીજા અંગ્રેજી લેબાસમાં એમ બે સૉલિસિટરો પ્રવેશ કરે છે. એમના મોઢા ઉપરથી જ લાગે છે કે એ સૉલિસિટરો છે.]

ભુરાકાકા

આવો ધોળાભાઈ સાહેબ! કેમ કાળાભાઈ સાહેબ! મજામાં? બિરાજો.

કાળાભાઈ

જોની જ્યોતિ, અમારે જરા ઉતાવળ છે, તે આપણે વહેલું પતાવીએ તો કેમ?

જ્યોતિ

હું તો તૈયાર જ છું, અને આ રહી છાયા.

લીલાધર

(નજીક જઈ) હેં ભાઈ! તું કુણ઼ોણુ? ઉત્તમચંદનો ધોળીઓ? ઉત્તમ- ગાંધીનો દીકરો ધોળીઓ? વકીલનું ભણુતો'તો ઈ?

ધોળાભાઈ

નૉનસેન્સ! મારા બાપનું નામ ઉત્તમચંદ નો'ય. નૉનસૅન્સ! નૉનસૅન્સ!

કાળાભાઈ

જ્યોતિ! આ શું બધું સંગ્રહસ્થાન એકઠું કર્યું છે?

જ્યોતિ

હું શું કરું? કોઈ મળવા આવે તો કંઈ થોડા જ કાઢી મુકાય છે?

ભુરાકાકા

જુઓની, મને તો તમે ઓળખો જ છ. જ્યોતિના કાકાજી. અને આ એની ફોઈબા. આ કહે છે કે એનાં માસીબા, અને આ સૅમ્પલ તે મામાજી.

લીલાધર

ચૂપ!

ધોળાભાઈ

હવે તમે મામાજી ને કાકાજી ને માશીજી ને ફોઈજી બધાં બીજે બેસો. અમને કામ કરવા દો.

લીલાધર

અમે તો એ વીલ સાંભળવા વયા આવ્યા સીએ.

ધોળાભાઈ

તે તમે હવે પેલા ખંડમાં વયા જાવ.

ભુરાકાકા

અને અમે—

ધોળાભાઈ

તમે પણ ટળો. પણ હવે અમને કામ કરવા દો.

જ્યોતિ

માશીબા! તમે મોટાં થઈ ને નથી સમજતાં? વીલમાં એવું લખેલું છે કે અમે બે બેનો આગળ જ વકીલો વીલ વાંચે. કેમ ખરું ને?

ધોળાભાઈ }
કાળાભાઈ } હેં? હા હા. હા હા. આ હા. હા.

જ્યોતિ

જો છાયા! બધાંને બેસાડ પણે–અને તું પછી આમ આવ.

[ બધા બબડતા બબડતા જાય છે ]

કાળાભાઈ

આ કબ્રસ્તાન અહીં કયાંથી એકઠું થઈ ગયું?

ધોળાભાઈ

હવે વાતચીત પછી. ચલો આપણું કામ પતાવો.

કાળાભાઈ

અરે થાય છે. ઘણા દિવસે આવીએ અને બે ઘડી વાતો તો કરીએ? કેમ જ્યોતિ!

જ્યોતિ

હા, હા, કાળાભાઈ! લ્યો, બેસો તો ખરા. છાયા! પેલામાંથી પેલાં કાગળિયાંનું બંડલ કાઢી આપ—ઈન્ડિપેન, કોરા કાગળ વગેરે લાવ તો. જુઓ ત્યારે! આ આવ્યા છે એ એક તો મારા કાકા અને ફોઈની જોડી. બીજી મારા મામા અને માશીની જોડી.

કાળાભાઈ

ઓ, એમ! ખરા, ખરા.

જ્યોતિ

તે કાકા તો તમને ઓળખતા લાગે છે. તમે જ એમને કહ્યું ને?

કાળાભાઈ

અરે હવે મેં પણ અક્કલ ગુમાવી છે એમ! તે આવાઓ સાથે ઓળખાણ રાખું—એ તો ગપ્પાં હાંકયા કરે. વારુ, તે આ સરવસ કેમ પધાર્યું છે વારુ?

જ્યોતિ

કેમ શું વળી? જુઓ છો ને, હું મોટી થઈ, ઉંમરલાયક થઈ.

ઘેળાભાઈ

( કાગળમાંથી ટોકું કાઢી ) તે—

જ્યોતિ

તે મારે હવે ઘર માંડવાનું. એ માટે વર શોધી લાવ્યા હશે—

ઘોળાભાઇ

તે એ લોકો વર શોધશે, એમ!

જ્યોતિ

ઘોળાભાઈ સાહેબ! એ લોકો શોધે તો ખરા જ ને? એક પિતાજીનાં ભાઈબેન, બીજાં માતાજીનાં ભાઈબેન, અને માતાપિતાની ગેરહાજરીમાં એ લોકો જ વડીલ ને?

ઘોળાભાઈ

તે અમે મરી ગયા છીએ? એ કામ તો અમને સોંપાયું છે તમારા વીલના ટ્રસ્ટી તરીકે. તમારા પિતાના મિત્ર તરીકે એ ફરજ અમારે જ બજાવવાની છે.

જ્યોતિ

પણ કોણે ના પાડી? હજી શું વહી ગયું છે? તમને ગમે તો તમે શોધજો.

કાળાભાઈ

તે જ્યોતિ! આ તારા ખખડધસ કાકાજી, ભુખડીબારસ મામાજી— એમની વહુઓ નથી?

જ્યોતિ

નથીસ્તો. બંને લાંબી મુદતથી વિધુર છે. તેમ જ એ બનેની બહેનો— મારાં ફોઈ અને માશી પણ લાંબા કાળથી વૈધવ્યનો આશરો લઈ બેઠાં છે.

ઘોળાભાઈ

તે શોધે પોતપોતાને માટે વર કે વહુ. બીજાને માટે શા માટે ડહાપણ કરવા નીકળતાં હશે?

**જ્યોતિ**

બરાબર છે, ધોળાભાઈ! પણ દુઃખ એ જ છે ને કે આપણે ત્યાં કોઈ કંઈ સમજતું જ નથી.

**ધોળાભાઈ**

ચાલો ચાલો, હવે આપણે કામે વળગીએ.

**કાળાભાઈ**

જ્યોતિ! અમારા ભાગીદારને તો આખા ગામની ઉતાવળ.

**ધોળાભાઈ**

ત્યારે આ તમારા બાપનું વીલ. અમે ત્રણ ટ્રસ્ટી—એમાંના અમે બે હયાત: આ જો ઉઘાડ્યું અને વાંચું છું.

**જ્યોતિ**

હું ચલાવો. છાયા! સાંભળજે હું!

**ધોળાભાઈ**

જો, જાણે હું તને ટૂંકમાં સાર કહી જાઉં છું. તું પછી આખું વાંચી લેજે. આ લખાણ પ્રમાણે તમે બે આજથી આ આખી મિલકતનાં માલિક થઈ જાઓ છો. તારા બાપે આટલી બધી જવાબદારી એકાએક તમારા પર મૂકી દીધી છે, પણ અમે લાચાર છીએ. એ સુધારક વિચારનો—સ્ત્રીઓને છૂટ આપવામાં માનનારો, તે આવું લખી ગયો છે. પણ હશે! અને આ મિલકતનું સરવૈયું જંગમસ્થાવર, ઓચરિયાં, કાગળિયાં, ઘરેણાં વગેરેની યાદી આ રહી. (જુએ છે) કેમ, કાળાભાઈ! આ સિવાય બીજું શું? (પોટલું બતાવતાં)

**કાળાભાઈ**

બીજું શું? આપણે બધું સુપરત કરી દઈએ, કે છૂટ્યા.

**ધોળાભાઈ**

અરે હા, અને આ નાણાંની વ્યવસ્થા માટે આ ગવર્મેન્ટ બૉન્ડ છે. તે તો ઠીક છે, પણ બાજો વહીવટ અમારી પાસે જારી રાખવા માગતી હોય તો અમે તેમ કરવા તૈયાર છીએ.

**કાળાભાઈ**

જરા સબૂર. સહેજ ફરક છે. એક વહીવટ અમારે હાથ રહે છે. એ માટે આ લગ્નની કલમ જુઓ.

**ધોળાભાઈ**

હા. એ તો હું ભૂલી જ ગયો.

**કાળાભાઈ**

તે પ્રમાણે તારે માટે વર શોધવાનું કામ અમારે સૉલિસિટરોને માથે નાંખવામાં આવ્યું છે. લગ્ન થતાં જ તમે બે વરવહુ અરધી મિલકતનાં ધણી બનો છો. અને અરધી મિલકત છાયાને જાય છે.

**જ્યોતિ**

નહીં સમજી.

**કાળાભાઈ**

સાદી વાત છે. તારા બાપે પૈસો તને સોંપતાં પહેલાં તને સારે ઠેકાણે પાડવાની એની સ્વાભાવિક ચિંતા હોવાને લઈને, વર શોધી આપવાનું, લગ્ન કરાવી આપવાનું મુશ્કેલ કામ અમને સોંપ્યું છે. અમે તને પરણાવી આપીએ, પછી તું અરધી મિલકતની માલિક. બાકીની છાયાને જશે.

**જ્યોતિ**

અને હું ન પરણું તો?

**ધોળાભાઈ**

તો મિલકતનો વહીવટ અમે કરીશું. અને તને દર મહિને રકમ બાંધી આપીશું. હમણાં જેમ છે તેમ.

**જ્યોતિ**

હું સદાની જ કુંવારી રહું તો?

**ધોળાભાઈ**

તો તને સદાને માટે દર મહિને રકમ મોકલ્યા કરીશું.

જ્યોતિ

અને વર હું શોધું તો?

ઘેળાભાઇ

એ સવાલ તો ઊભો જ નથી થતો.

જ્યોતિ

ઓ...એમ...હં! છાયા! કેવી નિરાંત? બાળપણમાં તું વિધવા થઈ, તે તું સુખી થઈ.

છાયા

કેમ?

જ્યોતિ

તેં વર ન જોયો, પણ બાપાજીની અરધી મિલકત જોશે.

છાયા

હું તો એનો આખો વહીવટ તમને જ સોંપવાની છું.

જ્યોતિ

હા, પણ મને મળે તો કની? ના, પણ ઊભી રહે. તારી મિલકતની હું માલિક થઈ શકું, મારી મિલકતની નહીં.

કાળાભાઈ

સિવાય કે તું પરણે.

જ્યોતિ

તમે શોધી લાવો તે વર જોડે.

ઘેળાભાઈ

બરાબર!

જ્યોતિ

કેટલા દીર્ઘદર્શી આપણા બાપાજી? આ વીલમાંની સૂચનાઓ પણ તમે જ કરી હશે.

કાળાભાઈ

આ આડા સવાલો છે. અત્યારના કામકાજ સાથે એને કશો જ સંબંધ નથી. અમે તો આ લખાણને ઓળખીએ.

જ્યોતિ

મરનારને નહીં!

કાળાભાઈ

ના.

છાયા

અને અમે જીવીએ છીએ તેમને પણ નહીં?

કાળાભાઇ

લખાણ પૂરતા. ત્યારે હવે અમે જઈએ?

જ્યોતિ

હા, બીજું શું થાય? આવજો.

ધોળાભાઇ

પછી તું શું નક્કી કરે છે તે જણાવજે.

જ્યોતિ

શેનું ધોળાભાઈ?

ધોળાભાઇ

પરણવાનું કે કુંવારા રહેવાનું.

જ્યોતિ

એ તો હવે તમારે વિચારવાનું છે ને?

કાળાભાઇ

ના, પરણવાનું તારે નક્કી કરવાનું. એટલે વર અમારે શોધવાનો.

જ્યોતિ

ઓ! હા. હવે સમજી.

ધોળાભાઇ

જોની! એમ નિરાશ થવાની કંઈ જરૂર નથી. તારી પરણવાની ઉતાવળ અમે સમજી શકીએ એમ છીએ. એટલે અમે વર શોધી પણ રાખ્યો છે.

જ્યોતિ

એમ? કોણ, કહો તો ખરા?

ધોળાભાઇ

જોની, વાત એમ છે કે અમારી બેનનો એક છોકરો છે. નવરંગકુમાર. અમને બેને તો કંઈ સંતાન નથી તે તો તું જાણે છે. નવરંગકુમારને અમારી બેની મિલકત, ઉપરાંત એની માની મિલકત જશે.

કાળાભાઇ

અને તું પરણે તો તારી. એમ તમે બંને ચાર મિલકતનાં ધણી થશો. લગભગ અરધો પોણો કરોડ તો સહેજે થઈ જાય.

ધોળાભાઇ

કેમ મૂંગી થઈ ગઈ? શો વિચાર કરે છે?

જ્યોતિ

નારે, કંઈ નહીં. મને થાય છે કે મારા બાપ મરી જ નથી ગયા.

ધોળાભાઇ

એ જ તો કાયદાની ખૂબી છે! મરેલાને પણ જીવતા રાખી શકાય. ખોળિયું બળી જાય, વીલ જીવતી રહે.

જ્યોતિ

એક સવાલ પૂછું? હું આ તમારા નવરંગકુમારને પરણું, તો એ ચારે મિલકતનાં ધણી અમે કયારે થઈએ?

ધોળાભાઇ

પરણે કે તારા બાપની અરધી દોલત તારી થાય. નવરંગકુમારની માની આખી દોલત એની થાય.

જ્યોતિ

સાસુજી જીવે છે?

ઘોળાભાઇ

ના, મરી ગયાં છે. એનું પણ આવું જ વીલ છે.

જ્યોતિ

બંને નકલો તમે જ તૈયાર કરી હશે.

ઘોળાભાઇ

સવાલ અપ્રસ્તુત છે. એમ દોઢ મિલકતનાં ધણી તમે તરત જ થાઓ. અમે મરતાં અમારી બધી મિલકત તમારી.

જ્યોતિ

ચા પીશો?

કાળાભાઇ

ના, અમારે જવું છે.

જ્યોતિ

ખરેખર! કાળાભાઈ! ધોળાભાઈ! તમારું ઋણ તો મારાથી કદી નહીં વળાય.

ઘોળાભાઇ

અરે ગાંડી! આ તો અમે અમારી ફરજ બજાવીએ છીએ. ચાલો, જઇશું.

જ્યોતિ

આવજો. હું તમને વિચાર કરી જણાવીશ.

કાળાભાઇ

હા. અને આ એક કાગળ, તારી માનો છે. એણે મરતાં પહેલાં લખી રાખ્યો હતો. અમને સોંપી ગઈ હતી. નિરાંતે વાંચજે.

ઘોળાભાઇ

એમાં પણ એની કંઈ મિલકતને વિશે જ હશે.

કાળાભાઇ

તારે જ્યારે નવરંગકુમારને મળવું હોય ત્યારે અમને કહેવડાવજે. અમે ગોઠવણ કરીશું.

જ્યોતિ

હા એ ઠીક કહ્યું. આવજો ત્યારે.

કાળાભાઈ }
ધોળાભાઈ } આવજો.

છાયા

મોટી બેન! આ શું?

જ્યોતિ

સંસાર. તું તારે જોયા કર. પેલા રસાલાને હવે અહીં લાવ. એટલામાં હું આ મારી માનો કાગળ જોઈ લઉં.

(છાયા જાય છે. જ્યોતિ કાગળ વાંચવા માંડે છે. જરા રહી બધાં પ્રવેશે છે)

લીલામામા

હવે ઈ અટાણે વાત કાઢજો મા. છોકરી બચારી હબકાઈ જાહે.

ભુરાકાકા

પણ તમને કોણે ચોખ્ખા મુક્યા'તા?

લીલામામા

હવે ચોખ્ખા ને નહીં ચોખ્ખા! ઈ વાત હમણાં બંધ.

ભુરીફોઇ

તો બંધ! ફોઈ જેવી ફોઈ બેઠી છ ને જોઉં છ કોની તાકત છે કે એમ થાય છ!

લીલીમાશી

હવે ફોઈ! ઈ વાત રહેવા દેજો, બૉન! પરથમ હક તો અમારો. અમે દીકરી દીધી—આ જમાનામાં હવે ફોઈનું નો હાલે બહુ. હવે તો માશીનું જ હાલે.

ભુરીફોઇ

હા...આ! હાલે! હાલે! તમે પણ ભુરાભાઈ સું ચૂપ બેઠા છો? આતો આપણું નાક કપાવાનો વારો આઇવોછ.

જ્યોતિ

(વાંચી રહીને સ્વસ્થતાથી) કોનું નાક કપાવાનું છે?

ભુરીફોઇ

કંઇ નહીં બેટા! કહે, બધું તમારું પતી ગયું?

જ્યોતિ

હા, ફોઇ બા! પતવાનું શું હતું? ઊલટું હવે તો નિરાંત મળતી હતી તે પણ જશે.

ભુરાકાકા

હા, બેટા! હા! પૈસા એટલે જ ચિંતા.

જ્યોતિ

તમે બધાંએ ચા બા પીધી? છાયા પણ અહીં હતી, એટલે તમારી કોઇ મહેમાની નહીં કરી શકયું હોય.

લીલીમાશી

અરે ઇમાં મહેમાની શેણે દીકરા! તારો ભાવ સે ઇ જ બસ સે. બોલો લીલાભાઇ! હવે જે કહેવું હોય તે કહી દ્યો.

ભુરીફોઇ

(ઝડપથી પણ ધીમેથી ભુરાકાકાને) અરે તું બોલી નાંખની, નહીં તો આપણે લટકી જઇસું.

લીલામામા

ઈ તો ભાણી! હું ઇમ—

ભુરાકાકા

અરે ઊભા રહો—તે પહેલાં બેન! જરા મારું હાંભળી લે—

લીલામામા

અરે, પણ ઇમ કંઈ હાલે? પહુલો હું બોલું ઇમાં વચમાં કોઈ ના ફાવે.

ભુરાકાકા

અરે એમાં પહુલો સું ને બીજો સું? હું જ કહેવાનો. જોની જ્યોતિ!

લીલામામા

ભાઈશાબ! ઇ વાત ખોટી...

ભુરાકાકા

બેસો બેસો ખોટીવાળા—

લીલામામા

મારી ભાણેજ સે ભાણેજ—

ભુરાકાકા

પણ મારી તો ભત્રીજી છ, ખબર?

જ્યોતિ

પણ તમે બંને લડો છો શા માટે? હું બંનેનું સાંભળીશ.

ભુરાકાકા

જ્યોતિ! પણ આતો જિંદગીનો હવાલ છે.

લીલામામા

હા, ઇ જ જનમ આખાનો સવાલ—

ભુરાકાકા

પણ તમે મૂંગા રહુશો?

લીલામામા

અરે મૂંગા તે કેમ રીએ? કંઈ ગનેગારી કરીસે?

ભુરાકાકા

તિયારે અમે કંઈ ગધેડી પકડી છ?

**લીલામામા**

ભુરાભાઈસાહેબ! આ વાતમાં સાર નહીં નીકળે.

**ભુરાકાકા**

લીલાધરભાઈ! હું પણ એ જ કહું છ કે આમાં જોવા જેવી થઈ જસે.

**લીલામામા**

તો થાવા દિયો—

**ભુરાકાકા**

ભોંય ભારે પડસે હં!

**લીલામામા**

હવે બહુ જોયા તમારા જેવા!

**ભુરાકાકા**

તો મારી આગળ પણ કંઈક આવીને અટવાઈ ગયા.

**લીલામામા**

ભુરાભાઈ!

**ભુરાકાકા**

લીલાધર!

**જ્યોતિ**

ચાલો હવે બહુ થયું—તમે બંને શાંત પડો. લીલીમાશીને ખબર હોય તો તમે કહો અને ભુરીફોઇને ખબર હોય તો તમે કહો. મારા સમ છે તમે કાકાજી, કે મામાજી! એક પણ શબ્દ બોલ્યા છો તો.

(બંને ધુરકતા બેસી જાય છે)

**લીલીમાશી**

એ તો બેટા! એમ જે—

**ભુરીફોઇ**

અરે કંઈ વાત છે? ચાલીચલાવીને ઘડીકે ઘડપણ ગાડીભાડું ખરચીને અત્તારે હું અહીં આવી છ તે સું હું કહ્યા વિના રહું એમ? અને તમારી આગળ નાક કપાવીને પાછી જઉં, એમ? પહેલું હું કહેવાની.

લીલીમાશી

હવે ક્રીધું ક્રીધું, આ ઇમ શાંત છું તાં લગી—નહીંતોકને એકવાર હું વીફરી તો પછી ઇ ગાડાં પાછાં નો હઠે. અહીં તો કાઠીઆવાડી પાણી—

ભુરીફોઇ

અરે હવે મોટી કાઠીઆવાડણ જોઇ ના હોય તો!

લીલીમાશી

તો તું યે કઇ મોટી—

ભુરીફોઇ

હાય રામ! આતો વાલ્લામોઇ ગાળાગાળી કરે છ. મારો ભાઇ કાઠીઆ-વાડથી બીજી લાવ્યો તારે જ મેં તો ના પાડી હતી. ગમે તેવી પણ એની જ બેન કની?

લીલીમાશી

હા, તે તું યે મારા બનેવીની જ બેન કની?

જ્યોતિ

પણ આતો તમે મારાં બાબાપને ગાળો દો છો. જે કહેવું હોય તે તો કહેતાં નથી. એમ કરો, હું ચીઠ્ઠી નાખું. જેનું નામ પહેલું આવે એ કહે.

ભુરીફોઇ

અરે, એમાં તે વળી ચીઠ્ઠી સી નાંખવી હતી?

ભુરાકાકા

ના ના, બરાબર છ. જેના તકદીરમાં હસે તેનું નામ પહેલ્લું આવસે.

જ્યોતિ

ઓહો! આમાં તો તકદીરનો પણ સવાલ છે. ત્યારે એમ કરો, બંને સાથે જ કહો. હું એક, બે ને ત્રણ કહું એટલે બોલવું.

**ભુરાકાકા**

છોકરી! તને મશ્કરી સૂઝે છ—

**જ્યોતિ**

તો કાકાજી! હું શું કરું, તમે તો એવી માછલીપીઠ અહીં માંડી છે!

**છાયા**

એમ કરો, બંને કાગળ પર લખી આપો—હું વાંચું, અને મને જે ઠીક લાગે તે હું કરું.

**લીલીમાશી**

અરે જાજા! તું કે'દાડાની આવી વળી? તું સાવકી, તું નો ખપે—

**જ્યોતિ**

ત્યારે તો બંને સાથે જ બોલો—ચાલો! હવે વધારે ચર્ચા નહીં—એક... બે...અને......ત્રણ. કેમ કોઇ બોલ્યું નહીં?

**ભુરાકાકા**

(ભુરીને) મારા મનમાં કે તું બોલસે.

**લીલીમાશી**

હું પણ એમ જ હમજી કે લીલાભાઈ તમે બોલશો.

**જ્યોતિ**

ઠીક, આવો ફરીથી, બધા—ચારે જણાંએ બોલવાનું. એક...બે...ત્રણ.

**ચારેજણાં**

અમે તારે માટે સગપણ નક્કી કરવા આવ્યાં છીએ.

**જ્યોતિ**

ઓ...હી હી હી હી હી હી હીહી. એમાં આટલી બધી રકઝક! હા... હા! સગપણ! વર શોધી લાવ્યાં છો? કેટલા?

**કાકા : ફોઈ**

એક જ.

**મામા : માશી**

અમે પણ એક જ શોધ્યો છે.

**જ્યોતિ**

એટલે કુલ્લે બે—ઠીક! હી...હી...હી...

**ભુરાકાકા**

પણ હસે છ સું? બીજાની તો ના કહી દઈસું.

**લીલીમાશી**

હા, હા, ઇમ કંઇ ના કહેવાશે—હમણાં આવશે બ્રાહ્મણ, નારીએળ અને કંકુ લઈને.

**ભુરીફોઇ**

હાય! હાય! અમેયે બ્રાહ્મણને હમણાં જ બોલાવ્યો છે. જ્યોતિ, બેટા! હવે સું કરસું?

**જ્યોતિ**

ફોઈબા! બ્રાહ્મણ જ આવવાના છે ને? આવવા દો. વર તો નથી આવવાનો ને? કે એને પણ નોતરાં દઈને આવ્યાં છો?

**ભુરાકાકા**

અરે, પણ આ ફજેતો થસે તેનું સું?

**જ્યોતિ**

પણ તે તો મારો થશે. તમે બધાં શા માટે ચિંતા કરો છો?

**લીલીમાશી**

અરે દીકરી મારી, હું તો એવો રૂપાળો વર શોધી લાવીસું કે તું તો જાણે સરગમાં મ્હાલે.

**ભુરીફોઇ**

અરે વરને સું ચુલામાં નાખવો છ? આપણે આ ઘર સોઇધું છ. આજે તો વર કરતાં ઘરની જ કિંમત છ.

લીલામામા

હવે઼ ઇ રેવા દિયો. વર વનાનું વર જ નો કે'વાય.

ભુરીફોઈ

હોય તો. વર સાલો ભૂખડી બારસ હોય, અને કુટુંબ ઘેલાગાંઇજા જેવું હોય, તો હું કંઇ એવા વરને પત બત કરૂં નહીં. વર હોય તો જ વર સોભે.

છાયા

મોટીબેન! બહાર બે ભૂદેવો પધાર્યા છે. હાથમાં થાળ છે, એકેક નારીએળ છે, સાથે કંકાવટી છે, અને નાનો ફૂલનો હાર છે.

ભુરાકાકા

આ અમારા ગોર તો આઇવા પણ.

લીલામામા

હવે રાખો રાખો. હારે અમારો પણ સે.

જ્યોતિ

છાયા! તું બહુ ડાહી છે. જો, તું એક કામ કર. એ પૂજાપાથી જ એ ભૂદેવોની પૂજા કર, અને પછી સન્માનપૂર્વક અહીં લઈ આવ.

ભુરાકાકા

અરે પણ અહીં કાં બોલાવે છ? આ તો ઢેડફજેતી થસે.

જ્યોતિ

કાકાજી! આ કંઇ ઢેડા નથી, આ તો બ્રાહ્મણો છે. થશે તો યે બ્રહ્મ-ફજેતી. આવવા દો, મારે ત્યાં બ્રાહ્મણોનાં પગલાં ક્યાંથી?

લીલામામા

અરે પણ આતો લગન લેવા આવ્યા સે.

(છાયા સાથે બે બ્રાહ્મણો હાથમાં થાળ વગેરે લઈને શ્લોકો બોલતા આશીર્વાદ ઉચ્ચારતા પધારે છે)

ભૂદેવો

સુખી રહો ! સુખી રહો ! શુભં ભવતુ ! સર્વ માંગલ્યમ્ ભવતુ !

જ્યોતિ

આસને બિરાજો, મહારાજ !

ભૂદેવો

જય, જય ! યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા: !

જ્યોતિ

આમાં કોણ કોના તરફથી છે તે જરા સ્પષ્ટ કરો તો સારું.

ભુરાકાકા

પેલા અમારા ગોર ! સર્વગુણસંપન્નાનંદ

લીલામામા

પેલા અમારા ગોર ! સર્વજ્ઞાનસંપૂર્ણાનંદ.

જ્યોતિ

આપને પ્રણામ કરું છું. આપશ્રી સાથે બોલવા માગો છો કે વારા ફરતી?

સર્વગુણસંપન્નાનંદ

એ તો જેવી આપની આજ્ઞા, પણ વરવાળા પ્રથમ વદે.

જ્યોતિ

તમે બંને વરવાળા જ છો.

સર્વજ્ઞાનસંપૂર્ણાનંદ

તો આ બંને ભગિનીઓનાં સાથે લગ્ન લેવાનાં છે? એમ હોય તો જ્યોતિ ભગિનીની પ્રથમ વાત.

જ્યોતિ

આ બેન તો બાળવિધવા છે અને એ પરદેશ ભણવા જવાનાં છે.

ભુરીફોઇ

હાય! હાય! એ શું?

જ્યોતિ

ભણવા અને ફરવા, અને પસંદ પડે તો કોઈને વરવા!

ભુરાકાકા

એ કિયારે નકકી કઈરૂં?

જ્યોતિ

હમણાંજ. બોલો, ત્યારે ભૂદેવો, કન્યા તો હું એકલી છું, અને મારો કન્યાકાળ વીતી જાય છે.

સર્વગુણસંપન્નાનંદ

પણ આપને માટે એ વર હોઈજ કેમ શકે?

જ્યોતિ

એ તો આપને અહીં પધારવાનું આમંત્રણ દેનાર યજમાનોને પૂછો.

સર્વજ્ઞાનસંપૂર્ણાનંદ

પણ અમે તો વરરાજાને હા પાડી લગ્નનું મુહૂર્ત લેવા આવ્યા છીએ.

જ્યોતિ

તે લ્યોની. હું ક્યાં ના કહું છું?

લીલામામા

અરે, પણ ઇમ કાંઈ હાલે? આ મજાક શેની માંડી સે?

છાયા

મોટીબેન! આનો કંઇ ફોડ પાડો ને? આ શું?

જ્યોતિ

તું મૂગી મૂગી જોયા કર, છાયા! તારે મહિના માસમાં યુરોપ જવાનું છે એ નક્કી. એની તૈયારી કરવામાં આજ સુધી પૈસાની સગવડ નહોતી, પણ હવે એ થઈ રહેશે એટલે તું ઉપડ.

**ભુરીફોઇ**

એકલી ?

**જ્યોતિ**

હાસ્તો, ત્યારે પરણાવીને મોકલવી છે ?

**ભુરીફોઇ**

હાય હાય! આવું સું બોલે છ ? જ્યોતિ! આ કંઈ તને સોભે ?

**ભુરાકાકા**

ખરી વાત છે—આ સો છાક ?

**જ્યોતિ**

છાક તો કાકાજી! પૈસાનો.

**લીલામામા**

હવે બેસ બેસ છોકરી. નથ બોલતો ત્યાં સુધી, પણ હવે વાત વધવા માંટી સે.

**જ્યોતિ**

વધે જ ને! મારે માટે બબ્બે વર શોધી લાવો પછી મારું શું થાય ? એક છાયાને પરણાવી દેત; પણ છાયાને હું કહેવાની છું કે તને ફાવે તો અહીં પરણ ને નહીં તો પરદેશ જઇને પરણજે.

**લીલીમાશી**

હાયહાયરે કળજગ!

**ભુરીફોઇ**

અરેરે! હું મૂઈ જીવતાં આ સા ફજેતા! છોકરીઓ વહી ગઈ!

**ભુરાકાકા**

વંઠી! વંઠી ચાલી! સતિયાનાસ કાઢવાની.

**સર્વગુણસંપન્નાનંદ**

શાંતમ્ પાપમ્! શાંતમ્ પાપમ્!

સર્વજ્ઞાનસંપૂર્ણાનંદ

કલ્યાણમ્! કલ્યાણમ્! પણ હવે આ શ્રીફળકંકુનું શું? લગ્નમંગલનું શું?

જ્યોતિ

તમે આજ્ઞા આપો તો ભૂદેવો! હું એક વાત અત્રે જાહેર કરવાની રજા લઉં છું, કે હું પરણેલી છું.

ચારેજણાં

શું બોલે છે? હાય! હાય! આ ભગવાન!

ભુરાકાકા

મને વહેમ હતો જ, કે છોકરીઓ એકલી રહે છ, તે ઘર ઘાલસે જ—

ભુરીફોઇ

મૂઈ કુલટા!

લીલીમાશી

બળી કુળબોળુ! કાં ભવ બાંધી આવી સે તે તો કહે? કેવોક ધણી પરણી બેઠીસું ઈ તો જોઉં?

લીલામામા

એકલા રહીને આવા ધંધા કર્યા?

ભુરાકાકા

ભસી મરની? કોણ છ સાળો?

જ્યોતિ

એ તો મને કશી ખબર નથી—હું મારી જાતે નથી પરણી, મારી મરજીથી નથી પરણી.

ભુરીફોઇ

તિયારે કોણ તારો હાથ ઝાલીને લઈ ગયું'તું? બોલી મરની!

જ્યોતિ

કોણ જાણે! કોણ હાથ ઝાલીને લઈ ગયું હતું, કોણે હાથ ઝાલ્યો હતો, કશી જ ખબર નથી.

લીલીમાશી

પણ તો પછી વાલ્લામોઈ! પરણી શી રીતે?

જ્યોતિ

આ તમારી બેનના કાગળે.

ભુરાકાકા

એટલે?

જ્યોતિ

પેલા સૉલિસિટરો મારી માનો કાગળ આપી ગયા. એ મરતાં અગાઉ એમને આપી ગઈ હશે. એ લખે છે કે એણે મારા જનમ પછી ત્રણ ચાર વર્ષે મારાં લગ્ન કરી નાખ્યાં હતાં. બાપાજીને ખબર હતી કે નહીં, એની મને કશી ખબર નથી. પણ ખાનગીમાં લગ્ન કર્યાં હશે એટલે તમને ખબર નહીં પડી હોય.

ભુરાકાકા

પણ કોની સાથે?

જ્યોતિ

કોઈ લાલભાઇ નવલકિશોર સાથે.

લીલીમાશી

હા, હા, ઓળખ્યો. હા હા, નવલકિશોરની વહુ અને મારી બેનને સારાં સહીપણાં હતાં–તે બાળપણમાં ઘને આ સારું કર્યું લાગે છે.

ભુરાકાકા

અરે કંઇ વાત છે? મારો ભાઇ મને કહે નહીં? એ લગન ફોગ છે.

લીલામામા

અરે! પણ ઓલા લાલભાઇને તો વહુ સે.

લીલીમાશી

હા, હા. પણ એ તો એક પર બીજી. મારા બનેવીએ પણ એમ જ કર્યું હતું.

ભુરીફોઇ

હાય, હાય! મારી જ્યોતિ તે કેટલાને પરણુસે? આ સૌ ભવાડો?

જ્યોતિ

બધાને પરણીશ, ફોઇબા! જરા ચિંતા ન કરો. તમારે જેટલા વર શોધવા હોય તેટલા શોધો!

ભુરીફોઇ

અરે મૂગી રહે!

બે ભૂદેવો

શિવ: શિવ: શિવ: શિવ!

સર્વગુણસંપન્નાનંદ

ત્યારે અમે વેવાઇ પક્ષને શો ઉત્તર આપીએ?

સર્વજ્ઞાનસંપૂર્ણાનંદ

હા, અને અમારે શો ઉત્તર દેવો?

જ્યોતિ

આપ ભૂદેવ છો, બ્રહ્મજ્ઞાનના જ્ઞાતા છો. ઉચિત ઉત્તર દઈ શકો છો.

ભુરીફોઇ

છાયા! આ તારી બેનને થયું છે સું?

છાયા

હું તો ફોઇબા! કંઈ જ જાણુતી નથી. એ કહે એટલું કરું. બસ.

ભુરાકાકા

એકલી રહીને બંને બેનો બગડી ગઈ છે. પેલા સાલ્લા સૉલિસિટરો ટ્રસ્ટી થઈને બેઠા ન હોત તો તમને મારે ત્યાં જ રાખત, પણ એમણે તો વાજું પૂરેપૂરું વંઠાઈવું લાગે છે.

લીલામામા

અમારે જીવતા જીવત આ ખેલ જોવાના!

ભુરીફોઇ

અરે હું મૂઇથી બઇળો આપઘાત પણ થતો હોય તો કરું. પણ એમ કંઈ મરાય છ?

ભુરાકાકા

અરે મરીએ, પણ આપણે મરવે ધણી કંઈ ઓછા જ ઓછા થવાના છ?

લીલીમાશી

ઓ મારી બેન રે! આજે તું જીવતી હોત તો...આજે આ દેખાવા... આવો અવસર, નો આવત રે...

ભૂદેવો

શાંતિ! શાંતિ!

ભુરીફોઇ

ઓ મા...રે! આ સું થવા બેઠું છ? આ તે લગનનું ઘર કે મોકાણનું?

લીલામામા

અરે! આ શા અપશકનિયા બોલ બોલે સે?

ભુરાકાકા

ચાલો હવે, આ ટકટક ક્યાંસુધી ચલાવવી છ? અહીં આ બે બામણો બે વર તરફથી નારિયેળ લઈને બેઠા છ. આ છોકરીનું નાનપણામાં લગન કરીને નાનપણથી જ એને સોભાગવન્તી બનાવી છ, છતાં એણે એના વરનું મોં નથી જોયું, કે નથી એના વરે એની વહુનું મોં જોયું.

જ્યોતિ

પણ આ ભાષણનો શો અર્થ છે?

ભુરાકાકા

એ જ કે હવે કંઈ ફડચો આણો. આ સું કયારનાં રામણ લઇ બેઠાં છ? તું જાણે અને તારાં લગન જાણે.

ભુરીફોઇ

હાઆસ્તો! એમ છૂટી જવાવાનું છે કે? મોટે ઉપાડે તો તું વહુનો બાપ થઇ નીકઇળો ઉતો. હવે હું એકલી સું મોં બતાવું?

લીલીમાશી

બોલ, આ બેમાંથી તને કિયો વર પસંદ છે? કે નિકાલ.

જ્યોતિ

પણ માશીબા! આ તો ભૂદેવો છે—એ જ મારા વર?

ભૂદેવો

શાંતમ્ પાપમ્! શાંતમ્ પાપમ્!

ભુરાકાકા

ખબરદાર! એમ ગમે તેમ બોઇલા કરસે તો! આ સું? કંઇ નાના મોટાનો ખિયાલ રાખસે કે નહીં? બોલ, આ બે તરફનાં માગાં છે, ગમે તે એક નક્કી કર.

જ્યોતિ

પણ પેલા નાનપણના વરરાજાનું શું?

ભુરાકાકા

છટ! એ લગન હું કબૂલ રાખતો જ નથી. મારા ભાઈએ કે ભાભીએ કોઈ દિવસ એનો અણુહારો હરખો કઈરો નથી.

જ્યોતિ

ઠીક, ત્યારે શું કરું?

ભુરાકાકા

અરે, સત્તરવાર કહ્યું કે બેમાંથી એક વર નક્કી કર.

ભુરીફોઇ

હા, જે કરે તે જોઈ વિચારી કરજે. પણે વર છે, અહીં વર છે.

લીલીમાશી

અને હંમેશાં ઇ ધ્યાનમાં રાખવું—ઘર જોવા કરતાં વર જોવો હારો. હવે તો ઈ જમાનો આવ્યો સે.

જ્યોતિ

એ ખરું, પણ તમે બંને વર અને ઘર કર્યાં કરો છો, તે મુરતિયો તો દેખાડો ! કે બસ, તમે નકકી કર્યું છે, એટલે પત્યું ?

છાયા

મોટી બેન ! ઊભાં રહો. કોઇ દાદર પર આવતું લાગે છે.

જ્યોતિ

હં ! તો તો એ નવરંગકુમાર હશે. આવવા દે.

છાયા

ના, આ તો પ્રેમળભાઈ.

જ્યોતિ

આવ પ્રેમળ ! તું યે કંઇ માગું લઈને આવ્યો છે, કે તું જાતે જ વરરાજા બનવા માંગે છે ? અને આ બધાં પૂતળાં કયાંથી લાવ્યો ?

પ્રેમળ

આજે મેળો છે, ત્યાં આ વેચવા જાઉં છું. અહીંથી જતો હતો, તે જરી ઉપર આવ્યો. અહીં પણ તેં કંઇ મેળો ભર્યો લાગે છે ને ?

જ્યોતિ

હા, છે તો મેળો જ, જોની ?

પ્રેમળ

તો બોલો, આ ફુગ્ગો, પીપી, આ બાબા, આ ઢીંગલી, આમાંથી કોઇને કંઇ વેચાતું લેવું હોય તો આપું.

જ્યોતિ

કોઇને કંઇ નથી લેવું. બધાંને એક જ વસ્તુ જોઇએ છે: ઢીંગલી; પણ તે આવી તારી પાસે છે તેવી નહીં, જીવતી. જો, તું બેસ. મને આ બધા બાબાઓ આપી દે. એક, બે, ત્રણ, ચાર.

ભુરાકાકા

પણ આ માંડયું છે શું?

જ્યોતિ

જરા ધીરજ રાખો, કાકાજી! બોલો, અહીં તમને કોઇને ગીતો ગાતાં આવડે છે?

ભુરીફોઇ

પણ એ દાધાબળી! તું આ નાટક કરે છ?

જ્યોતિ

છાયા! અંદરનો આપણો રેડિયોગ્રામ જરા ચાલુ કર તો. અને લગ્નનાં ગીતોની રેકોર્ડ મૂક. હવે હું સ્વયંવર કરું છું. આ નાટક નથી, ફોઇબા! લગ્ન છે. પ્રેમળ! લાવ પેલો એક સેલ્યુલોઇડનો બાબો. આ મારો વર નંબર એક, બાલપણમાં મારી બાએ શોધેલો તે. સાવધાન!

ભુરાકાકા

એ લગનમાં તો હું માનતો જ નથી.

જ્યોતિ

આ વર નંબર બીજો. અમારા વડીલ મુરબ્બી ટ્રસ્ટી સૉલિસિટર સાહેબોએ શોધ્યો છે તે.

લીલામામા

કોણે?

**જ્યોતિ**

કાળાભાઇ–ધોળાભાઇ ! એમને પણ તમારી જેમ હક્ક તો ખરો જને ! બીજું મંગળ સાવધાન ! એકને ફ્લાઇંગ કિસ આપું છું. બીજાને હવામાં ભેટું છું. આ વર નંબર થ્રી અને આ વર નંબર ફોર. બંને મારા મામાજી માશીબા, અને કાકાજી ફોઇબાએ શોધેલા તે. ભૂદેવો ! મંત્રો–શ્લોકો બોલો. ચોથું મંગળ સાવધાન ! અને છાયા ! વગાડ પેલી રેકૉર્ડ.

**ભુરાકાકા**

છોકરી ! ઘરડેઘડપણ ધૂળ ઘાલવા બેઠી છ !

**લીલામામા**

અહીં અમારું નાક કાપવા બેઠી સો.

**ભુરીફોઈ**
**લીલીમાશી** } હાય ! હાય ! આને તો માતા ચઢી છે ! હવે તો ચિતા ભેગાં થઈએ તો સારું !

( પ્રેમળ પીપી વગાડે છે. રેકૉર્ડનું ગીત, હોહા, ઘાંટાઘાંટમાં પડદો પડે છે )



# અંક બીજો

[ ખંડ જરા જુદી રીતે ગોઠવાયલો છે. છાયા હવે પહેલાં જેવી બાળવિધવા દેખાતી નથી. કુદરતી ટાપટીપ અને ઠસ્સો વધેલાં છે. રેડિયોગ્રામ પાસે ઊભી છે. સિમ્ફોનિક સંગીતનો આખરી ભાગ ચાલુ છે, તે બંધ રહેતાં ]

જ્યોતિ

કેવી હોશિયાર થઇ ગઇ! હવે તને યુરોપીય સંગીત પણ ગમતું લાગે છે!

છાયા

સિમ્ફોનિક. આ છે ઝાઇકોસ્કીનું. અને એમ રશિયાનું સંગીત હું એશિયાનું જ માનું છું, યુરોપનું નહીં.

જ્યોતિ

બહુ હોશિયાર થઇ ગઇ છે તો! ઠીક, જો, હું હવે આ મળવા આવનારા લોકોથી કંટાળી ગઇ છું. આપણે બે નિરાંતે બેસીને વાતો તો કરી જ શકતાં નથી.

છાયા

હા, હું પણ એ જ જોયા કરું છું. હું દુનિયા ફરવા ગઇ, તે પહેલાં જેઓ વિરોધ કરતા હતા, તે પણ હવે તો મળવા આવી અભિનંદનો આપે છે. એ શું?

જ્યોતિ

દંભ! બીજું શું? એ રોગ આપણે ત્યાં ખૂબ જ ફેલાયો છે, એ તું નથી જાણતી? એમાંના કેટલાક તો તને પરણવાના કોડ પણ સેવતા હશે!

છાયા

જાઓ, જાઓ, એવું તે હોય?

જ્યોતિ

જરા સબૂર, ધીમે ધીમે બધું સમજાશે.

છાયા

વારુ, મરવા દો એમને! મને હવે બધું માંડીને કહો. કાગળમાં તો તમે કંઇ લખતાં જ નહોતાં.

જ્યોતિ

આવ પણે. જો, સાંભળ. આ આપણું લોક, આ આપણી દુનિયા, આ અહીંની ટૂંકી દૃષ્ટિ—ઇર્ષા—બધું તને હવે કહીશ! લખીને તને ત્યાં યુરોપમાં ક્યાં પજવવી?

છાયા

વારુ! વારુ! હું જાણું છું કે તમે જે કરો છો તે સારાને માટે જ હશે. આ તો જરા જુઓ! અઢી વર્ષનો હિસાબ આપવાનો—એટલામાં તો આ તમે પરણી બેઠાં—અને અહીં સાસરે મોટાં શેઠાણી થઇ બેઠાં! તમે નવરંગ-કુમારને કેમ પરણ્યાં? કાળાભાઇ–ધોળાભાઇએ જબરજસ્તીથી પરણાવ્યાં, કે તમારી મરજીથી? તે તમારું કેમ ચાલે છે? મને બધું કહો—બધું કહો.

જ્યોતિ

એ, મારી છાયા! તને બધું કહીશ! જો સાંભળ. આ આપણો બંગલો, તે નવરંગકુમારને વેચી દીધો. એ પૈસા પાછા અમારા બન્નેનાં નામ પર.

છાયા

પિયર વેચી સાસરું કર્યું: અને સાસરું પોતાનું કર્યું!

જ્યોતિ

તારે જેમ માનવું હોય તેમ માન. (બહાર ટકોરા) હા...આવો...

[નવરંગકુમાર– અપ ટુ ડેટ ડ્રેસમાં સ્માર્ટ, સભ્ય, વિનયપૂર્ણ રીતભાત, બોલવુંચાલવું, ઊભા રહેવું, દરેક ક્રિયામાં તરવરતી નારીસન્માનની ભાવનાવાળા પ્રવેશે છે]

નવરંગ

માફ કરજો, તમારી વાતમાં ખલેલ કરું છું; પણ એક મિનિટ જ. જ્યોતિ! હું ગાડી લઇ જાઉં છું, તારે જોઈએ છે?

જ્યોતિ

ના, મારે આજે તો હમણાં બહાર નથી જવું. સાંજે અહીં જમવાનું છે તે ભૂલતા નહીં.

નવરંગ

ના, ના. નહીં જ. તારી વર્ષગાંઠ અને ભૂલું કેમ? મેં ડાયરીમાં નોંધ લીધી છે. પણ હું તો હમણાં જ પાછો આવું છું—પછી જઇશ.

છાયા

બહુ કામમાં રહો છો, નવરંગભાઇ!

નવરંગ

હી...હી...હા....હાસ્તો. હવે તમે નિરાંતે વાતો કરો, આપણે પછી મળીશું, જે જે! (જાય છે)

છાયા

નવરંગભાઇ આમ તો બહુ જ સારા લાગે છે!

જ્યોતિ

તે સારા જ છે ને! એમને કશી પંચાત નહીં, અઢળક ધન મળ્યું છે, એ સાચવવાની ચિંતા, પછી એક બે ઠેકાણે ડિરેક્ટર છે એટલે મિટિંગો. ટેનિસનો શોખ છે, બ્રિજનો શોખ છે, એટલે કલબ. રીતભાત, વિનય-વિવેક બધું સો ટચનું.

છાયા

ઉપરથી જ કે—

જ્યોતિ

નારે ના, હવે તો એ સ્વભાવ થઈ ગયો છે. આઠ એટલે આઠ! સૉરી, થેંક્સ, પ્લીઝ, એક્સ્યુઝ વગર વાત નહીં. મોટે ભાગે તો ઘડિયાળની માફક જ ચાલે.

છાયા

ત્યારે લાગણીનું કયાં સ્થાન?

જ્યોતિ

હું–અ! લાગણી? એના જીવનમાં લાગણીને સ્થાન જ નથી, એને પેમલાવેડા કરવાની ફુરસદ જ નથી.

છાયા

તો તમને ફાવે છે?

જ્યોતિ

ફાવે એમ ગોઠવ્યું તો છે! ચાલે છે. મારો સંસાર મેં મારે હાથે જ વિચિત્ર—હા વિચિત્ર—પણ સુખી બનાવ્યો છે. નહીં, સુખી નહીં, પણ વિચિત્ર બનાવ્યો છે.

છાયા

એટલે શું? મને કહો! મને કહો! તમે શા માટે નવરંગભાઈને પરણ્યાં?

જ્યોતિ

હું એને જ પરણી, એનાં અનેક કારણો છે. પહેલી વાત તો એ કે હું કંમનસીબે કયારથી પ્રેમમાં પડી હતી.

છાયા

હું યુરોપ ગઈ તે પહેલાં?

જ્યોતિ

હા. કાળાભાઈ–ધોળાભાઈએ તે દિવસે મિલકત સોંપી તે પહેલાં.

છાયા

અમને તો ખબર પણ નહીં. કેવાં મીઠાં છો? કોની સાથે?

જ્યોતિ

એક ગરીબ જુવાન સાથે. એનું નામ પ્રેમળ. પેલો રમકડાં વેચવા આવ્યો હતો, એની સાથે. ભણતાં જ અમે પ્રેમમાં પડેલાં. ખરું પૂછે તો એ જ મારા દિલમાં વસેલો; પણ એણે તો લીધો દેશસેવાનો પંથ. આદર્શવાદી–સમાજવાદી!

છાયા

સોશ્યાલિસ્ટ?

જ્યોતિ

કેવો લિસ્ટ, તે તો કોણ જાણે! ખૂબ વાંચેલું, પણ વાંચેલું જ! સિદ્ધાંતોનો ખાં. જરા જરામાં સિદ્ધાંત!

છાયા

તો પછી, એને પરણ્યાં કેમ નહીં?

જ્યોતિ

એ પરણી શકે એમ નહોતું. એક તો એની પાસે પૈસા નહોતા. બીજું સમાજવાદનો એનો આદર્શ. એના સિદ્ધાંત એને મારા કરતાં વધારે વહાલા હતા. એના કાર્ય પાછળ કાર્ય માટે હું પણ એની માફક ઘેલી થાઉં તો જ હું એની સાથે રહી શકું, એવો એનો મત હતો.

છાયા

અને તમારે માટે એને લાગણી નહોતી?

જ્યોતિ

હતીસ્તો—છે. એમ તો એને મારા વિના જરાય ચાલતું નથી. પણ મેં કહ્યું ને, કે મને વરવા પહેલાં એ એના સમાજવાદના સિદ્ધાંતોને વરી ચૂકયો હતો. એટલે હું તો એની થઈ શોકય !

છાયા

સમજી. મેં એવા ઘણા દાખલા જોયા છે.

જ્યોતિ

તોયે એ મને ગમતો. એના આદર્શને લઈ ને પછી એ વધારે વહાલો લાગતો. કોઇ કોઇ વાર મને એની દયા પણ આવતી. બિચારાને પહેરવાનાં કપડાં નહીં, ખાવાને ઠેકાણું નહીં, તબિયતનો નાજુક, માંદો પડે ત્યારે કોઇ સારવાર કરનાર પણ નહીં.

છાયા

પણ તમે એને પરણી શકત—પૈસા તો હતા—

જ્યોતિ

સાંભળ તો ખરી. બીજી બાજુથી હું એને પરણું, કે ગમે તેને પરણું, તો આ મિલકત આપણને ન મળે. પેલા કાળાભાઈ–ધોળાભાઇના આપણે ગુલામ રહીએ. એ મહિનાખર્ચ આપે તેટલામાં અમારે નભાવવું પડે. અને પૂંજીનું તો પછી શુંનું શુંયે થાય ! અને આ મારો પ્રેમી—પ્રેમળ !—

છાયા

એનું નામ શું કહ્યું તમે ?

જ્યોતિ

પ્રેમળ ! એને રોજની પૈસાની તાણ. એના મંડળને પૈસાની તાણ. મોટી મોટી યોજનાઓ—સરસ યોજનાઓ—પણ... પૈસા વિના શું કરે ? વળી મારે તને ભણાવવી હતી, સુઘડ અને અપટુડેટ બનાવવી હતી, યુરોપ મોકલવી હતી. અને મન ફાવે તો તું તારો વર શોધી સંસાર પણ માંડી શકે એવી રીતે કેળવવા નવા વિચારની કરવી હતી.

છાયા

મોટીબેન !

જ્યોતિ

એ માટે પૈસા જોઈએ. એ આ સૉલિસિટરોના કહ્યા પ્રમાણે નહીં કરત તો કશું મળત નહીં. પરણવાની હા પાડતાં જ હું પૈસાની માલિક બની, તને યુરોપ મોકલી શકી.

છાયા

( ભેટી પડીને ) મોટીબેન! તમે તો—

જ્યોતિ

( લાડમાં ) બહુ જબરી છું, નહીં! જો સાંભળ. અને મેં આ વરરાજાને ચહા પીતાં જોયા. મળ્યા; અને ટૂંક વખતમાં તો હું એને ઓળખી ગઇ. એને તો એની સરસ મોટર શોભાવે એવી વહુ જોઇતી હતી! સિનેમા કે નાટકમાં આગલી હારમાં એની સાથે બેસી એના ઠસ્સામાં વધારો કરે એવી મહોરદાર જોઈતી હતી! જરા કોઇ મળે તો નમસ્કાર કરે, ચાર લોક એની વહુની ટાપટીપ ઉપર, એના સૌન્દર્યના ઝગઝગાટ ઉપર જોઈ રહે એવી સાથીદાર જોઇતી હતી!

છાયા

પણ સુખ!

જ્યોતિ

ગાંડી! સુખદુઃખનો સવાલ જ ક્યાં છે? એને ચર્ચા–વાતચીત–મતભેદ કશું પરવડે એમ જ નથી. આ ઘડિયાળ માફક ટકોરાબંધ જીવન! અને એક રીતે તો એ એવો સરસ પતિ છે, કે એ ભલો અને એનું કામ ભલું! બીજા કોઇની પંચાત જ નહીં. મને ફાવે તે હું કરું—એને ફાવે તે એ કરે.

છાયા

એક રીતે કેવી નિરાંત!

જ્યોતિ

ખરેખર, આદર્શ ધણી એવો જ હોવો જોઇએ! એથી જ મને લગ્ન માટે વર કરતાં ધણી વધારે પસંદ છે.

છાયા

એટલે ?

જ્યોતિ

વર એટલે વર. આત્મા ઓળખે તે વર: મારો પસંદ કરેલો. એ ધણી થાય, તો આફત!

છાયા

સમજી. તમારી સ્વતંત્રતામાં એ આડે નથી આવતો ?

જ્યોતિ

જરા પણ નહીં, મને ફાવે તે હું કરું! ફરવા જાઉં, રમું, વાંચું, ગમે તે સભામાં જાઉં, મન ચાહે તેને મળવા બોલાવું.

છાયા

કેટલી સરસ અન્ડરસ્ટેન્ડીંગ!

જ્યોતિ

છાયા! એ તો લગ્નના કરારમાં જ દાખલ કરી દીધેલી!

છાયા

એટલે ?

જ્યોતિ

હું પરણી રજીસ્ટરવિધિથી. કાળાભાઇ–ધોળાભાઇ સૉલિસિટરો સામે જ, એમની અને પરણનારની સંમતિથી ઉપરની કલમો કૉન્ટ્રાકટમાં દાખલ કરાવી દીધેલી.

છાયા

એ પણ ઠીક છે!

જ્યોતિ

અને દિવસને છેડે જમતાં જમતાં મારા આખા દિવસનો વ્યવહાર હું એને કહી દઉં એટલે બસ.

છાયા

હા. એ પણ એક જાતનું સુખ તો ખરુંસ્તો!

જ્યોતિ

સુખ! સુખ તો છાયા! ઈશ્વર કોઈને આપતો જ નથી. ઘણાંને સુખ હોય છે છતાં હાથે કરી દુઃખી થાય છે: સુખનું પણ એમ જ છે. આપણે એ મેળવી લેવું પડે છે.

છાયા

હશે! હું સુખની શોધમાં નીકળીશ, ત્યારે તમારી પાસે આવીશ.

જ્યોતિ

જરૂર; પણ છાયા! જતે દિવસે તું જ તારું સુખ શોધી લેશે. મારું સુખ તને કામ નહીં લાગે, તારું સુખ મને કામ નહીં લાગે.

છાયા

ઠીક! ત્યારે નવરંગકુમાર વ્યવહારના પતિ છે.

જ્યોતિ

વ્યવહારના અને કરારના.

છાયા

બરાબર, અને પ્રેમળનું શું?

જ્યોતિ

પ્રેમળને હું ચાહું છું. મેં એને કોમારમાં મારો વર માન્યો છે. વારંવાર એ અહીં આવે છે, રહે પણ છે.

છાયા

નવરંગકુમારની—

જ્યોતિ

સંમતિથી. કોઇ ધણી એવી સંમતિ તો દેતો જ નથી. દે પણ નહીં. છતાં સુખની માફક એવી સંમતિ પણ આપણે મેળવવી પડે છે. લગ્ન રજીસ્ટર થવાના અગલા દિવસોમાં અમે હનીમૂન માટે ગયાં હતાં

છાયા

લગ્ન પહેલાં? તમે અને પ્રેમળ?

જ્યોતિ

ના, હું અને નવરંગકુમાર. એ હનીમૂનમાં મેં બધી જ વાત સ્પષ્ટ કરી હતી. પાલવે તો પરણો. પરણ્યા પછી જીવનભર તમારી વહુ તરીકે રહીશ, અને છૂટાછેડા નહીં માગું. પણ આટઆટલી છૂટ હું ભોગવીશ. એના પર સહી લઇને લગ્ન નક્કી કર્યાં.

છાયા

બહુ જબરાં છો તો!

જ્યોતિ

શરુઆતમાં પતિદેવ પ્રેમળને જોઇ જરા ઘૂરકતા હતા, પણ પછી તો એ ટેવાઈ ગયા. ઘણાએ પતિઓ એમ ટેવાઇ જાય છે!

છાયા

ખરી વાત છે. વહુઓને પણ એમ જ ટેવાવું પડે છે ને! નહીં?

જ્યોતિ

પણ એ તો આપણે ત્યાં સ્વાભાવિક છે. ઠીક! છાયા! બીજું તું જાણે છે, આપણે ત્યાં ધણી ચાર વહુ કરી શકે છે.

છાયા

હા, એક પર બીજી તો સાંભળી છે.

જ્યોતિ

પણ મારે ચાર ધણી છે!

છાયા

જાઓ, જાઓ!

જ્યોતિ

સમજાવું. જો, તે દિવસે પેલા ડોકરાઓને મેં હુબકાવી મૂકયા હતા, તે યાદ છે ને?

છાયા

એ તો તમે ભારે કરી હતી! મને તો હજી એ યાદ આવતાં હસવું જ આવે છે.

જ્યોતિ

એમાંનો પેલો મારો એક ધણી તે લાલભાઇ. એની મેં તપાસ કરાવી. એ બિચારો દેશમાં બીજી કોઇને પરણી પોતાનો ઘરસંસાર ચલાવે છે. ઘેર પાંચ સાત છોકરાં છે. વરસમાં એકવાર એને હું અહીં બોલાવું છું. હમણાં પણ એ અહીં જ છે.

છાયા

અહીં?

જ્યોતિ

હા, મહેમાનખાતામાં. તું પણ ખૂણામાં બેસ. એ હમણાં આવવો જોઈએ. મેં એને કયારનું કહેવડાવ્યું તો છે. બિચારો!!

છાયા

તમે પણ મોટી બેન! ખરો સંસાર માંડ્યો છે!

(ટકોરા)

જ્યોતિ

હા, આવોને? જે હોય તે આવો.

નવરંગકુમાર

માફ કરજો, પાછાં મેં તમને ડીસ્ટર્બ કર્યાં. હં, હું તો એ પૂછવા આવ્યો હતો કે સાંજે દેશી ઢબનું જમવાનું છે કે ટેબલ પર? તો હું તે પ્રમાણે કપડાં પહેરું.

જ્યોતિ

હું ધારું છું કે દેશી જ. પેલા મારા કાકા મામાને પણ બોલાવ્યા છે.

છાયા

અરે ! એ બધાંને પણ બોલાવ્યાં છે ?

જ્યોતિ

તને મળવા. અને આજે મારી વર્ષગાંઠ. છાયા ! હવે આ બધી ગોઠવણ હું તને જ સોંપી દેવાની છું.

નવરંગ

હા, હા. હવે એ જરા નવેસરથી ચલાવે તો સારું. ઠીક ! અરે ! આ હું આવ્યો ત્યારે આપવું ભૂલી ગયો. પ્લીઝ ! લ્યો. આજની બર્થડે પ્રેઝંટ.

જ્યોતિ

ઓહો ! સરસ છે. ભલું તમને યાદ રહ્યું ? છાયા ! જો તો, કેવી સરસ છે ! આભાર માનું ?

નવરંગ

અરે હોય ? ગમી એટલે બસ. લ્યો ત્યારે સાહેબજી ! હું જાઉં છું.

છાયા

હા, આવજો.

જ્યોતિ

સાડીની પીન ! છાયા ! પરણ્યા પછી શરૂઆતમાં સાડીનાં બાકસો આવ્યાં. પછી ઘરેણાં, હવે આ પીન પર વાત આવી છે. આટલામાં એની ફરજ પૂરી થઈ. એ માને છે કે આથી હું ખૂબ ખુશ થઈશ.

છાયા

ભલા છે !

જ્યોતિ

હા, એક રીતે ભલા તો ખરા. આ પીનની હવે એને તમા નહીં. યાદ પણ નહીં. હું કયારે પહેરું, કયાં નાંખું, કંઈ જ, કશાની હવે એને પડેલી નહીં. ચલ વારુ. (ટકોરા)

છાયા

કોઇ આવ્યું !

જ્યોતિ

એ લાલભાઇ જ હશે. તું જા પણે, અને જો મજા ! હા, આવોને ?

[ લાલભાઈ, કાઠીઆવાડી ફેંટામાં, પોટલીમાં બાંધી રાખેલો જૂનો સીલ્કનો અંગરખો અને પંતુજી દેખાવમાં પ્રવેશે છે ]

જ્યોતિ

આવો, બેસો. કેમ, બહાર જાઓ છો ?

લાલભાઈ

હા, જરા શહેર જોવા જતો હતો.

જ્યોતિ

ઠીક ! તમે એકલા જ કેમ આવ્યા ? સાથે એમને કેમ ન લાવ્યા ?

લાલભાઈ

અરે ! એને તો લવાય એવું નથી.

જ્યોતિ

કેમ, માંદાં છે ?

લાલભાઈ

માંદાં તો નથી, પણ માંદગી જેવું જ.

જ્યોતિ

એટલે શું ? જે હોય તે કહોને ? મારી આગળ સંકોચ ? ( હસતાં ) જુઓ હું તો તમારી વહુ થાઉં !

લાલભાઈ

અરે ! એવું શું બોલો છો બેનસાહેબ ! આવડી માયા રાખો છો તે બસ છે. મેં તો કદી સપને પણ એવો વિચાર નથી કર્યો.

જ્યોતિ

એ તો તમે સારા માણસ, અને વળી ગરીબ. હમણાં લઢકણા હોત અને કોઈએ ચઢાવ્યા હોત તો જુઓ મજા!

લાલભાઈ

અરે! પણ એવાં કામ કંઇ આપણાથી થાય? અને આ તે કેવો આપણો સમાજ! મેં ન્હોતાં દેખ્યાં તમને—કે મને કશું યાદ પણ ન્હોતું. આતો તમે આટલાં ખાનદાન તે ખબર કઢાવી, નહીં તો કને—

જ્યોતિ

ઠીક, ત્યારે કહો, વહુને કેમ નથી લાવ્યા સાથે? મને મારી શોક્ય જોવાની પણ હોંસ ન થાય?

લાલભાઈ

અરે પગે પડું છું! એવું શું બોલો છો?

જ્યોતિ

ના ના, કહો તો ખરા.

લાલભાઈ

શું કહું બાઇસાહેબ! એને છેલ્લા જાય છે. ઘરમાં ૭ છોકરાં તો છે, અને આ સાતમું. ગામનાં છોકરાં ભણાવીને માંડ માંડ વીશ રૂપયડી મેળવીએ છીએ તેમાં તે કેમ હાલે?

જ્યોતિ

અરે! પણ તમે તે કેવાક મારા ધણી છો? ગઇ વખત તમને નહોતું કહ્યું કે તમને જે જોઇએ તે મંગાવી લેવું? બે લીટીનો કાગળ લખીએ તોયે બસ.

લાલભાઈ

અરે! પણ એમ કંઇ વારે વારે મંગાય છે?

જ્યોતિ

ના, માગવાનું ક્યાં છે? હક્કથી લેવાનું છે. જુઓ આજે મારી વર્ષગાંઠ છે. એથી તો તમને બધાંને બોલાવ્યાં છે. અને વળી મારી બેન યુરોપથી આવી છે. વારુ, હું તો નામ પણ ભૂલી ગઇ! શું તે—

લાલભાઈ

કોનું ?

જ્યોતિ

તમારાં ઘરવાળાંનું ! પણ તે તો તમે બોલશો પણ નહીં ! પરંતુ મારાં છોકરાંઓનાં નામ તો દેશોને ?

લાલભાઇ

તમે આવું કૃપા કરીને નહીં બોલો.

જ્યોતિ

હાસ્તો, મારાં જ છોકરાં વળી. મને કંઇ છોકરું નથી, તે એટલું પણ નહીં કહેવા દો ? બોલો, શાં નામો છે ?

લાલભાઈ

મોટાનું નામ રૂખો, એ પછી અંબા. ત્રીજી દીકરી, એનું નામ ચંપી અને ચોથીયે દીકરી, એનું નામ દેવકી અને પાંચમો છોકરો ગોવિંદ. છઠ્ઠો—એનું નામ હજી પાડ્યું નથી.

જ્યોતિ

ઠીક, તો જુઓ, આ દરેકને દશ દશ ગીની એની મા તરફથી ભેટ આપજો.

લાલભાઈ

અરે બાઇસાહેબ ! આવું ન હોય !

જ્યોતિ

અરે ગાંડા ન થાઓ. હજી તો માએ દીકરીઓ પરણાવવી પડશે ને ? લ્યો, ના ન પાડો. મારા સમ છે. એની મા આપે છે ને ?

લાલભાઈ

પણ બાઇસાહેબ ! આટલું સોનું લઈને જાઉં તો ગામવાળાં મને ટીપી જ નાંખે !

જ્યોતિ

એની વ્યવસ્થા હું કરું છું. બહાર ઑફિસમાં મહેતાજીને તમારું શિરનામું આપતા જજો. ઘેરબેઠાં તમને મનીઆર્ડરથી મળી જશે. પછી છે કંઈ ચિંતા?

લાલભાઈ

અરે તોયે આખું ગામ જાણે! ના બાપજી, ના. પોસ્ટમાસ્તર હોહા કરી મૂકે.

જ્યોતિ

તમે કહેજોની, કે લોટરી પાકી!

લાલભાઇ

અરે નારે બાપલીઆ!

જ્યોતિ

તો અહીંથી પાંચ પાંચની નોટ કરાવી આપીશ. લ્યો, મહેતાજીને આપજો. એ કરાવી આપશે. અને અમારાં બેનને બહુ હેતપ્રીતથી બોલાવજો. આ સુવાવડ જાય પછી એકાદ વાર જરૂર અહીં લેતા આવજો.

લાલભાઇ

અરે બાઇસાહેબ! જવાદોની એ વાત! એ અહીં ના શોભે. બહુ કહેશો તોય ધૂમટો જ નહીં ઓછો કરે ને!

જ્યોતિ

છાયા! ઓ છાયા! (છાયા આવે છે) જો આ લાલભાઈ! આપણી બા એમની સાથે મારાં લગ્ન કરતી ગઈ હતી તે.

લાલભાઇ

અરે બાઇસાહેબ! તમે આવું બોલી મને કાં પાપમાં નાખો છો?

છાય

ના, ના મોટી બેન! એવું ન બોલશો. એમને કેટલું દુઃખ થાય? એમના વિચાર પ્રમાણે તો...ઠીક! હશે, તમે સુખી તો છો ને ભાઈ!

**લાલભાઇ**

હા બેન!

**છાયા**

ના, ના, ઘરવાળાં સાથે.

**લાલભાઇ**

હા, બેન! અમારા સંસારમાં કડવાશ નહીં. હાલે ગાલ્લું! ધણીધણીઆણી છીએ, તે કો'ક દિ બે હાંલ્લાં ખખડે, પણ બંને લાગણીનાં સમુદર.

**છાયા**

ચાલો, તે ઓછું છે! આ અમારાં બેનને પરણી સાથે રહ્યા હોત તો રોજના કજીયા થાત!

**લાલભાઇ**

એવું તો મારાથી કેમ બોલાય? પણ એ અમને પાલવે તો નહીં જ, ઈ ખરું.

**છાયા**

હું એ જ કહું છું ને? અમને તો ગાડી જોઈએ, મોટર જોઈએ, નવીનવી સાડી જોઈએ, નોકરચાકર જોઈએ, રાંધતાં ન આવડે!

**લાલભાઇ**

અમે તો ગરીબ માણુસ, બેન! રોટલો ખાઈને દિવસ ગુજારીએ. આ વૈભવ તો પાંચ આંગળીએ પુણ્ય કર્યાં હોય ઈને મળે.

**જ્યોતિ**

અને પાંચ આંગળીએ પુણ્ય કર્યાં હોય એને આવા વૈભવવાળી વહુ મળે. ખરું ને?

**લાલભાઇ**

હા, ઈ પણ ખરું બેન! શેઠસાહેબ નથી?

**જ્યોતિ**

ના, એ હમણાં જ બહાર ગયા છે. રાતે મળશે.

લાલભાઇ

ભલે, ભલે!

જ્યોતિ

જુઓ, ત્યારે તમે નીચે જાઓ. હું ભૈયાને કહું? એ ગાડી આપશે. એમાં તમારે જ્યાં ફરવું હોય ત્યાં ફરી આવો.

લાલભાઇ

અરે ગાડી! ના, ના, હું તો પગે જ જઇશ.

જ્યોતિ

અરે કંઈ વાત છે? (ટેલિફોન...ભૈયા! દેખો મહેમાનકુ છોટી ગાડી બોલાકર ફિરનેકુ લે જાઓ! અભી આતા હે.) જય જય

લાલભાઈ

તમારી મહેરબાની! બાઈ! ઈશ્વર તમારું ભલું કરો. (જાય છે)

છાયા

બિચારો! એનું કેમ ચાલતું હશે?

જ્યોતિ

એમ જ તો! આવા તો કેટલાયે હશે. કેટલાં કુટુંબો ભૂખે મરતાં હશે, અને વંશ વધારતાં જતાં હશે.

છાયા

એમને બર્થ કંટ્રોલ શીખવીએ તો?

જ્યોતિ

મૂઆ જ પડ્યા! બોલતી નહીં!

છાયા

કેમ? પાપ માને, કે ચર્ચા કરવા બેસે?

જ્યોતિ

ના, ના. હાર્ટફેલ જ થાય! ધ્રાસકો જ પડે. એવું તો કહેવાય જ નહીં. એયે મરે અને એની બૈરી પણ મરે.

છાયા

ખરેખર!

જ્યોતિ

એ જ તો અહીં ખૂબી છે. હવે હું તને ગુજરાતકાઠીઆવાડ રખડવા મોકલવાની છું. એટલે તને ખ્યાલ આવશે કે આપણો હજી કયાં પડ્યાં છીએ!

છાયા

હા, હું જાઉં તો ખરી. (ઘંટડી લઈને)

જ્યોતિ

હા. આને દો. વારુ, જો, આ એક નવી જાતનું પ્રાણી મને મળવા આવ્યું છે. પાછી ત્યાં ભરાઈ જા. જોજે એના રંગઢંગ!

છાયા

કોણ છે?

જ્યોતિ

તું જ જોજે ને. એનું નામ તો છે કેસરી.

[છાયા જાય છે, જરા રહી, બારણે ટકોરા થાય છે અને કેસરી પ્રવેશ કરે છે-એનો પહેરવેશ જરા વિચિત્ર તો ખરો જ પણ કવિપણું દેખાય એવો.]

જ્યોતિ

આવો કેસરીસિંહ!

કેસરી

ના, ના, સિંહ નહીં, મને તો રંગ બહુ ગમે છે, એટલે એ નામ રાખ્યું છે.

જ્યોતિ

ઠીક, ઠીક, કેસરીરંગ! વારુ, બેસો.

કેસરી

હાજી.

જ્યોતિ

કેમ શું ખબર છે? આ બંડલમાં શું છે?

કેસરી

એ જ તો—છે કંઈ—એ...એ તમને આપવાનું છે—

જ્યોતિ

પણ શું?

કેસરી

પ્રેઝંટ—તમે કહેતાં હતાં ને કે આજે તમારી વર્ષગાંઠ છે, એટલે.

જ્યોતિ

હા હા. જોઉં (લે છે-ઉઘાડે છે) આ શું, પુસ્તક? તમે ચીતર્યું? આ કપડું—તમે લાવ્યા? કીંમતી છે, નહીં? શા માટે આટલો બધો ખર્ચ કરો છો?

કેસરી

મને ગમે છે.

જ્યોતિ

ખર્ચ કરવો ગમે છે?

કેસરી

તમારે માટે—

જ્યોતિ

હં હં! મારે માટે? ઠીક. આભાર તમારો. બોલો, બીજું કંઈ—નવી કવિતા કે એવું......

કેસરી

(થોકડો આપે છે) આ તો જરા જૂની છે; પણ આ આજને માટે.

જ્યોતિ

વાંચો જોઉં—કે ગાઓ.

કેસરી

એ તો વસંતતિલકામાં છે.

જ્યોતિ

એમ તો તેમ—વાંચો જોઉં.

કેસરી

આજે અહો ! દિવસ મંગળ વર્ષગાંઠ,
બેસી સમક્ષ અહીં રચું પગની પલાંઠ.
હૈયે અહો ! અમર જ્યોતિ સદા મજાળું
દેખી રહી સતત અંતર નિત્ય બાળું

જ્યોતિ

સરસ છે ! હવે કેમ છંદમાં ઊતરવા માંડ્યું ? પેલા રાસ ગરબા—

કેસરી

રાસ ગરબા તો રમતાં રમતાં લખાય. હવે આ ઊંચી કવિતા લખવાનો મહાવરો રાખવો છે. જ્યોતિબેન !

જ્યોતિ

કેમ ?

કેસરી

કંઈ નહીં !

જ્યોતિ

શરમાય છે કેમ ? બોલની—કવિ કંઇ શરમાય કે કદી ?

કેસરી

કંઈ નહીં જ્યોતિબેન ! એક બે ભાવના હૃદયમાં ઊપસી આવી હતી, તે. કહેવા—

જ્યોતિ

હા હા, જે કહેવું હોય તે કહે.

કેસરી

તમારું દર્શન કરી મારું હૃદય થનગને છે. હૈયામાં હેલારે આવે છે—અને એથી ઊર્મિઓ ઝણુઝણી ઊઠે છે, એથી કલ્પનાને પાંખો ફૂટે છે, અને એથી વ્યોમપાર, અનંતતાના આરા ભેદી ઊડવાનું મન થાય છે.

જ્યોતિ

સરસ! સરસ! કેસરી! તને કંઇ અભિનય કરતાં આવડે છે?

કેસરી

એ તો આત્માની સ્વયંભૂ વૃત્તિ છે—કોઈકવાર અવયવોમાં વ્યક્ત થાય-

જ્યોતિ

તો જોઉં! બને તો અભિનય કરીને બોલ.

કેસરી

એ જ બોલું કે બીજું કશું નવું?

જ્યોતિ

તારી મરજીમાં આવે એ—

કેસરી

(ઊભો થઈ વધારે પડતા અભિનયે) પ્રેમને સીમા નથી—આકાશ પાતાળની પણ પર છે. કાળના સીમાડા એને બાંધી શકતા નથી. એ...સૂરજ! એ ચન્દ્ર...એ આકાશમાંના તારાઓ...એ સકળ સૃષ્ટિમાં પથરાઈ રહેલ ગ્રહ મંડળો, નિહારીકાઓ એ સર્વેથી પર છે, અમર છે, અપરંપાર છે. અગોચર છે, અદ્વિતીય છે, અદ્‌ભુત છે, અજબ છે, અકલ્પ્ય, અબાધિત છે, છે એવો એ પ્રેમ—

પરમ...પ્રેમ...પરમ બ્રહ્મ!

અનંતઆદિ પરમ બ્રહ્મ!

પ્રેમ!...પ્રેમ!...પ્રેમ!

જ્યોતિ

ઉત્તમ! આ બધું તારું બનાવેલું?

કેસરી

હા...હું...અહીં...બેસું? (પાસેની જગા બતાવીને)

જ્યોતિ

હા, હા. બેસની, ગભરાય છે શાને?

કેસરી

જ્યોતિબેન! (પાસે જઈ જ્યોતિનો હાથ બે હાથમાં લઈ પંપાળતો—એ સાથે લાડ કરતો) મારું સ્વર્ગ! મારો આનંદ! મારો આદર્શ! મારું સર્વસ્વ! એ... એ...તમે જ છો, તું જ છે.

જ્યોતિ

કેસરી! આ સિવાય બીજું તું શું કરે છે?

કેસરી

કંઈ નહીં—કંઈ નહીં—સ્વપ્નાં રચું છું, સ્વપ્નાં વડું છું, તમારી પાસે બેસવું મને બહુ ગમે છે—મને એમાં ખૂબ સંતોષ મળે છે—જાણે મારો આત્મા...

જ્યોતિ

મારી પાસે બેસવા સિવાય બીજી કશી તને વૃત્તિ નથી થતી?

કેસરી

ના, બસ! (હાથ બતાવી) આટલી માયા તમે રાખો છો એ બસ છે—મને રખડાવતાં નહીં, છોડી દેતાં નહીં. (ગળગળો થઈ) ઓ જ્યોતિ! જ્યોતિ! (માથું નીચે નાખે છે.)

જ્યોતિ

તું ઇચ્છે છે કે હું તારે માથે હાથ ફેરવું?

કેસરી

એવું શું પૂછો છો? જ્યોતિબેન! મને...મને...કોણ જાણે મને તમે બહુ ગમો છો. મારાં કાવ્યો, મારી જ્યોતિ!

જ્યોતિ

કેસરી! તે જિંદગીમાં તું બસ આમ કાવ્યો જ લખ્યા કરીશ? બીજું કશું નહીં કરે?

કેસરી

શું કરું? તમારી પ્રેરણા મેળવવામાં જ જીવન ધન્ય માનું છું.

[ કેસરી જ્યોતિનો હાથ પંપાળ્યા કરે છે અને પ્રેમળ પ્રવેશે છે. મેલાં કપડાંમાં, વિખરાયલા વાળવાળો પણ નક્કર બાંધાનો ]

પ્રેમળ

ઓહો! કવિ પધાર્યા છે આજે તો!

જ્યોતિ

ઓ! આવ્યો ખરો. પ્રેમળ! આ શા તારા દિદાર! જો, કેસરી કેટલો સ્વચ્છ, સુઘડ! તું જરા......

પ્રેમળ

હવે કેસરી! એ તો કવિ—આપણે કોણ—અમે તો મજૂર!

કેસરી

( અલબત્ત જેણે પ્રેમળને જોતાં જ હાથ છોડી દીધો છે; અને પ્રેમળે એ જોઈને જરા પણ અજાયબી નથી બતાવી ) અરે! અમે કંઈ તમને પહોંચીએ? તમે તો કોણ? દેશસેવક.

પ્રેમળ

અરે દેશસેવક! ઠીક છે ભાઈ, જીવીએ છીએ!

જ્યોતિ

સમાજવાદી નેતા! કેમ કેસરી! ખરુંને?

કેસરી

એની કંઈ ના કહેવાય?

જ્યોતિ

પેલું બંડલ શેનું છે?

પ્રેમળ

એ ચોપડીઓ છે; રાખી મૂકવાની.

જ્યોતિ

વારુ, પણ મને આપ તો ખરો. (પાસે લઈ રાખી મૂકે છે)

પ્રેમળ

કેસરી! તારી કવિતા મને નહીં સમજાવે? હં...હં. અને મેં તને બેચાર મજૂરોનાં ગીત લખી આપવાનું કહ્યું હતું તે લખ્યાં?

કેસરી

અરે પ્રેમળ! એમ તે કંઈ કવિતા લખાતી હશે?

પ્રેમળ

કેમ, પ્રેરણા નથી મળતી, કે શું છે?

જ્યોતિ

પણ તું બેસશે, કે આમ લફડ ફફડ ફર્યા જ કરશે?

પ્રેમળ

લ્યો, બેઠા!

જ્યોતિ

એ ઊભો રહે! જા અંદર—હાથ મોં ધોઈ આવ. જરા વાળ સરખા કરીને આવ. જોની તારા હાલ કેવા છે!

પ્રેમળ

શું કરીએ, મજૂરી કરીએ છીએ. મજૂરોમાં રખડીએ છીએ. ત્યાં કંઈ આવા સોફા કે ગાદી નથી મળતાં. અમે તો એવા ગંદા જ રહેવાના!

જ્યોતિ

પણ ધોઈને આવશે કે નહીં ? જા, નાહી આવ.

પ્રેમળ

ચાલ્યો, પણ દમદાટી નહીં કરની ! (જાય છે)

કેસરી

ત્યારે હું રજા લઉં ?

જ્યોતિ

કેમ ? ઉતાવળ છે ? કે કવિતા લખવી છે ?

કેસરી

લખાય પણ ખરી ! હું તો આ આપવા જ આવ્યો હતો.

જ્યોતિ

અને જરા લાડવા, ખરું ને ?

કેસરી

એવું શું બોલો છો ? ચાલો, જય જય !

જ્યોતિ

વારુ જો, આવતો રહેજે. જય જય ! (કેસરી જાય છે)

કેસરી

(જતાં જતાં) જય જય !

જ્યોતિ

ઓ ભગવાન !

છાયા

(આવે છે) આ કેસરી તમારો...

જ્યોતિ

મૂરખ વર ! તદ્દન બોઘો છે. આ બેચાર દિવસે આવવું, અને આમ હાથ પકડી મસળ્યા કરવો—એમાં જ એને મજા પડે છે, આનંદ આવે છે.

છાયા

તોબા !

જ્યોતિ

તું શા માટે કંટાળે છે ? આમ તો એ ભૂખડીબારસ છે. પાસે કંઈ નથી, પણ બુદ્ધિ પણ નથી. મારી પાછળ કંઈ ઘેલો જ છે. બીજું કશું સૂઝતું નથી ! નથી કંઈ કામ કરવું ! આ રોદણાં જેવા બેચાર રાસ ગરબા ખેંચી તાણીને ચીતર્યા કરે છે, અને એ તો જરા ઓછી થઈ, નહિ તો મારે માટે જાતજાતની ભેટ જ લાવતો.

છાયા

તે પૈસા ક્યાંથી લાવે છે ?

જ્યોતિ

જાણવું છે ? એ માને છે કે એની કવિતા પાછળ કોઈ શેઠીઓ પાગલ થયો છે, ને એના પર આફરીન છે. તે અવારનવાર પાંચ દશની નોટ મોકલ્યા કરે છે.

છાયા

એવો તે કોણ મૂરખ છે ?

જ્યોતિ

છે હવે, બીજું કોણ હોય ? આ ભાઈશાબ એમાંથી ભેટો લાવે છે, અને જીવ્યે જાય છે.

છાયા

હં, સમજી ! પણ તમે શા માટે એને ઉત્તેજન આપો છો ?

જ્યોતિ

શું કરું ત્યારે, તે કહે. જો એને હું તરછોડી કાઢું તો એ જઈને સીધો આપઘાત કરે !

છાયા

એ પણ ખરું. આવા નિર્બળ મનના રોતલ જુવાનો બીજું કરે ય શું ? પણ છોને એવા બેચાર ઓછા થતા—કંઈ ખોટ આવવાની હતી ?

જ્યોતિ

તારી વાત સાચી છે; પણ જો, હમણાં એને મારામાં લાલપીળાં દેખાય છે તે જોવા દે. બેચાર વર્ષે ઠેકાણે આવશે. ક્યાં સુધી આમ ચાલશે? પૈસા મોકલવાનું પણ દિવસે દિવસે ઓછું કરતી જાઉં છું. આ એનું આપેલું બધું સંઘરી રાખું છું. એક દિવસ બધાંનું એને ભાન કરાવીશ, અને બનશે તો એને પ્રેમળના ખપમાં લઈશું.

છાયા

તે પૈસા કેવી રીતે મોકલાવો છો?

જ્યોતિ

પ્રેમળ સાથે. પરબીડિયામાં લઈ જઈને મૂકી આવે છે.

છાયા

આ તમારા પ્રેમળ આવ્યા તે ખબર પણ ન પડી!

(દરમિયાન છાયા ચોપડીઓનું બંડલ જુએ છે)

જ્યોતિ

પ્રેમળને છૂટ છે. ગમે ત્યારે, ગમે તે વખતે એ આવી શકે છે. દેશ-સેવક! એ અહીં નહાય, ખાય, રહે, ફરે—

છાયા

પણ નવરંગભાઈ—

જ્યોતિ

એ શા માટે બોલે? કહું છું ને કે એને તમા જ નથી. ઊલટું એ તો આપણાથી કંઈ મદદ થાય છે એમ માને છે. ના ના, મારા કામમાં કદી વચમાં આવતા જ નથી.

છાયા

ઓ! આ શું? આતો સમાજવાદનાં પુસ્તકો. જપ્ત થએલાં પુસ્તકો છે!

જ્યોતિ

તે એ એવાં જ લાવે છે. અહીં સંતાડી મૂક.

છાયા

પણ કોઈ દિવસ પોલીસ......

જ્યોતિ

પોલીસ ! મારે ત્યાં પોલીસ ! પોલીસ એવું માને જ નહીં ને કોઈ દિવસ !

છાયા

પણ પ્રેમળ અવારનવાર અહીં આવે તે ?

જ્યોતિ

તે પોલીસ જાણે છે કે નવરંગકુમાર પાસે અઢળક દોલત છે, અને સમાજવાદી કાર્યકર્તાઓ સાથે એ સારાસારી રાખવા માંગે છે, એટલે પ્રેમળને આવવા દે છે. એટલું જ.

છાયા

મોટીબેન! મોટીબેન ! તારું પણ એક ષડ્યંત્ર છે. પણ હું એક પ્રશ્ન પૂછું ?
(લાડ કરતાં)

જ્યોતિ

પૂછને ! તને ક્યારે ના પાડી છે ?

છાયા

તમે નવરંગકુમારને છેતરતાં નથી ? પ્રેમળ અહીં રાત કાઢે—અને તમે મળતાં તો હશો જ—

જ્યોતિ

જો છાયા ! સમજી લે. હું કોઈને છેતરતી નથી. હું છેતરું છું મારી જાતને. નવરંગકુમારને ત્યાં હું ચોખા મૂકવા નહોતી ગઈ, કે વરમાળ લઈને નહોતી ગઈ, કે દીવો લઈને શોધવાયે નહોતી ગઈ ! શા માટે એ મને પરણે ? એ પેલા કાળીઆ-ધોળીઆની જોડી એકબીજાની મિલકત પરણાવવા

માંગતા હતા, તે મિલકતેમિલકત પરણી! એમાં મારે શું? નવરંગકુમાર બધી રીતે સારા! કબૂલ! પણ એ ભણેલા વકીલબારિસ્ટરું શીખેલા, તે મારા કયા સહવાસથી, કયા સહચારથી, કઈ ઓળખાણે પરણવા તૈયાર થઈ ગયા? એમ કહે કે એને હું બહુ ઓછી સજા કરું છું, નહીં તો એવા ભણેલાઓ કન્યાને પૂછ્યાગાછ્યા વિના, હૃદયની સહેજ પણ ઓળખાણ થયા વિના પરણવા નીકળે તેના ઉપર તો જરા પણ દયા ન કરવી જોઈએ! શું સમજી?

છાયા

કોણ જાણે! મોટીબેન, મને કશું સમજાતું નથી. એટલું જાણું છું, કે તમે જે કરતાં હશો એ ઠીક જ કરતાં હશો.

જ્યોતિ

છાયા! છાયા! મારા સંજોગોમાં તું તારી જાતને મૂકી જો, પછી વિચાર કર. હૃદયમાં પ્રેમ ભર્યો હતો. પાત્ર મળતાં જ તે ઉભરાયો, અને હું થઈ પ્રેમળની. મારો ખરો વર તો પ્રેમળ. પ્રેમળ મારો વર—મારો જે ગણે તે. મેં હૃદય એને આપ્યું હતું કયારનું, એને જોઈએ તો એ સંરક્ષે, ભાંગી નાખે કે ફેંકી દે; મારે શું? પણ હું પ્રેમળની—સદાકાળ પ્રેમળની...

છાયા

મોટીબેન! હજી એ એવા જ આદર્શવાદી છે—પહેલાંના જેવા?

જ્યોતિ

ના, ના! એ પણ મનુષ્ય છે. શરૂઆતનો એનો આદર્શવાદ આ દેશની વિચિત્ર પરિસ્થિતિમાં અથડાઈ કૂટાઈ વ્યવહારુ બનવા લાગ્યો છે. આજે તો એને પણ મારા જેટલી જ તાલાવેલી લાગે છે. કાલની વાત તો કોણ જાણે? અને મારી છાયા! તને પણ કહું છું, કે તેં પણ કોઈ શોધ્યો હોય—

છાયા

મોટીબેન! લગ્નના નામનો મને કેવો કંટાળો છે તે તો તમે જાણો છો. મારે હમણાં એ વિશે વિચાર જ નથી કરવો—રખડવા દો, પછી જોઈશું.

જ્યોતિ

ભલે! મારાથી થશે એવી દરેક મદદ કરવા હું તૈયાર છું. છાયા! છાયા! મારું મનોબળ, મારું વ્યક્તિત્વ—બધું એક પ્રેમળના વિચારે ઓગળી જાય છે. એ સિવાય……

છાયા

મોટીબેન! તમે અજબ છો! તમે જ આ બધું સહન કરી શકો. આટલી મેં યુરોપની ટુર કરી પણ તમારી રીતે જીવનઘટમાળ ગોઠવતાં તો કોઈ પણ ઠેકાણે ન જોયું!

જ્યોતિ

અરે બહેન! તારી ભૂલ છે. ત્યાંયે એવું તો ખરું જ. સગવડ ખાતર ધણીને પરણી પોતાના પ્રેમી સાથે પ્રેમ કરનારી ત્યાં વધારે. આપણે ત્યાં પુરુષો પોતાની સગવડ માટે સ્ત્રીઓને નથી પરણતા?

છાયા

ખરું, ખરું!

જ્યોતિ

ત્યારે મેં શું ખોટું કર્યું? વર પૈસાદાર હોય—પૈસાને જ પરણ્યો હોય, સારા નસીબે પોતે પોતાનું જ કૂટ્યા કરતો હોય અને વચમાં નહીં આવતો હોય તો મને શો વાંધો? યુરોપમાં તો તને આવું બહુ જડે—પણ પેલા મારા બાળલગ્નના વર અને આ પેલા રોતલ કવિ જેવા બીજા બે વધારાના નહીં મળે—આપણે તો અહીં જ રહેવાના.

છાયા

ત્યાં યે એવા રોતલ કવિઓ તો હોય છે.

જ્યોતિ

હોય છે? તો આવા સંજોગોમાં ઈર્ષ્યાળુ થાય. આનામાં તો એટલી અદેખાઈ કરવાનું પણ જોર નથી!

**છાયા**

મનમાં બળતો હશે તો!

**જ્યોતિ**

તો છો બળે! હું શું કરું? આખી દુનિયાને તે હું ક્યાં સુધારવા જાઉં?

**છાયા**

અરે! આ એ જ આવે. હું જાઉં છું.

**જ્યોતિ**

પ્રેમળ! પ્રેમળ!

પ્રેમળ! પ્રેમળ! (પ્રેમળ આવી)

**પ્રેમળ**

જ્યોતિ!

(કહી જ્યોતિના પ્રસારેલા હાથમાં સમેટાઇ જાય છે. બંને એકબીજાની કરગૂંથણીમાં સમાઇ જાય છે.)

**જ્યોતિ**

પ્રેમળ! પ્રેમળ!

**પ્રેમળ**

જ્યોતિ! જ્યોતિ! (એકબીજાને ચૂમે છે)

(ધીમે રહી સોફાપર બેસે છે)

**જ્યોતિ**

પ્રેમળ! આજે મારી વર્ષગાંઠ. બધા ચા પી રહે પછી મારે તારી સાથે જ ફરવા જવું છે. આજે હું બીજા કોઇની નહીં. ફક્ત તારી—આવીશને?

**પ્રેમળ**

હા.

**જ્યોતિ**

(એના માથાના વાળ ગોઠવતાં) કેવો ડાહ્યો મારો પ્રેમળ! પ્રેમળ! તને લાગે છે કે હું તારા કામની વચ્ચે આવું છું?

**પ્રેમળ**

ના...ના રે ના!

**જ્યોતિ**

તને નથી લાગતું કે તારા કામ કરતાં હું તનેજ વધારે માનું છું, એથી તને હું વધારે મદદગાર થઈ પડીશ?

**પ્રેમળ**

હવે લાગે છે ખરું!

**જ્યોતિ**

તારા આદર્શો સાચા કરવા—તને મોટો બનાવવા—તને—

**પ્રેમળ**

(પ્રેમળ મોઢે હાથ દાબી) બસ! જ્યોતિ, બસ!

**જ્યોતિ**

પ્રેમળ! આજ મારી વર્ષગાંઠ! આ આ, પ્રેમળ! તું કહેશે એ કરીશ—તું માગશે તે આપીશ, તું...મારા પ્રેમળ!......

(ફરીથી એકબીજાને ભેટી રહે છે અને છાયા ઉતાવળે પ્રવેશે છે)

**છાયા**

મોટીબેન! કાકા-ફોઈ, મામા-માશી બધાંની ફોજ બહાર એકઠી થઈ ગઈ છે!

**જ્યોતિ**

છાયા! બારણું બંધ કરીને આમ આવ! આ...જો મારો પ્રેમળ!

(છાયા તેમ કરે છે)

અને પ્રેમળ! આ મારી બેન છાયા. તું ઓળખે તો છે ને?

**પ્રેમળ**

હા, હા. નમસ્કાર છાયાબેન!

છાયા

પ્રેમળભાઈ! તમે તો રાજ્ય ચલાવતાં ચલાવશો પણ મોટીબેન તો એક નાનું સરખું તંત્ર ચલાવે છે એમ નથી લાગતું?

પ્રેમળ

અરે હા—એ તો જાણે...રાજારાણીમાં તો અમે માનતા નથી, પણ નહીં તો એને હું રાણીનું જ બિરુદ આપું!

છાયા

તો તમે કોણ?

પ્રેમળ

હું તો એનો પ્રધાન! જેની, મારી સાથે કેસરીને ભેટ મોકલાવે છે, એના હૃદય સાથે રમત રમે છે!

જ્યોતિ

બોલીશ ના એવું! ઊલટું એ તો મને રમાડે છે!

પ્રેમળ

હા, હા, એમ.

જ્યોતિ

તે તમને એની અદેખાઈ નથી આવતી?

પ્રેમળ

મને શેની અદેખાઈ આવે? મને તો દયા આવે છે! બિચારો! કેવો છે?

છાયા

જબરાં છો તમે બંને! પણ આમ ક્યાં સુધી ચલાવશો? કોઈ દિવસ પ્રેમ કરતાં તમને કોઈ જોઈ જશે, કે—

જ્યોતિ

છાયા! એની હું કાળજી રાખું છું.

છાયા

અરે બળી કાળજી ! આ હું જ હમણાં આવી ને તમે ભેટીને બેઠાં હતાં ! પ્રેમ કરવા બેઠાં કે બધું ભૂલી જવાય ! કોઈ દિવસ અકસ્માત જ—

પ્રેમળ

એ તો મેં પણ એને કહ્યું, કે કોઈ દિવસ નોકર ચાકર—

જ્યોતિ

છાયા ! જોતી નથી—આ ખંડમાં—અને પેલા ખંડમાં તો કોઈને મારી રજા વિના દાખલ થવાનો હુકમ જ નથી !

છાયા

અરે વહેમનું કંઈ ઓસડ છે ?

જ્યોતિ

તો—છાયા ! તું શું કહેવા માગે છે ? પ્રેમળને હું છોડી દઉં ? એની સાથે સંકોચથી વર્તું ? કેટલાં વર્ષોની મારી પ્રીત !

છાયા

તમે પ્રેમળભાઈ ! આમાંથી કંઈ રસ્તો કેમ નથી કાઢતા ?

પ્રેમળ

અરે મેં તો કહ્યુંસ્તો, કે ચાલ નાસી જઈએ અને છૂટાં રહીએ ! લગ્નમાં તો હું માનતો નથી, દોસ્ત તરીકે રહેવા તૈયાર છું.

જ્યોતિ

પણ છાયા ! એ તો ઘેલા જેવી વાત કરે છે. વ્યવહારુ રીતે વિચાર કરને ! અમે બે એકલાં થઈ જઈએ તો એને ધનની મદદ—પેલા મૂરખાને ધનની મદદ, પેલા લાલભાઈને ધનની મદદ—અને ઉપરાંત પ્રેમળને આ બધો ( ચોપડીઓ બતાવી ) આગનો મસાલો રાખવાનું મથક ક્યાંથી મળશે ? અહીં જ રહી દરેકને મદદગાર અને ઉપયોગી થવાતું હોય તો શા માટે ન થવું ?

છાયા

મોટીબેન! આવું જીવન જીવવામાં તમારા હૃદયને જરા દુઃખ નથી થતું?

જ્યોતિ

દુઃખ કેવી રીતે? પ્રેમળ સાથે હું ધારી વાત કરી શકું છું, ધારું ત્યારે મળી શકું છું. કેટલીક સ્વયંભૂ વૃત્તિને કચડવી પડે છે—પણ તને ખબર નથી, સ્ત્રીને કેટલીક અગવડોથી ટેવાઈ જવાની તો આપોઆપ જ હવે ટેવ પાડવી પડે છે ને? પ્રેમળ મારો છે, એ જ બસ છે!

પ્રેમળ

અને હું તને છોડી જઈશ તો? (લાડથી પાસે જઈ)

જ્યોતિ

(ભેટી બેસતાં) મારો પ્રેમળ મને છોડે જ નહીં; અને છોડશે તે દિવસે આ બધું છાયાને સોંપી હું આપઘાત કરીશ.

પ્રેમળ

(જ્યોતિ સાથે લાડતાં) છોડું! તને છોડું કદી? જ્યોતિ! જ્યોતિ!

જ્યોતિ

પ્રેમળ! આજે મારી વર્ષગાંઠ—આજે...આજે દૂર દૂર એકલાં ફરવા જવાનું મન થાય છે. બહાર આ પોઠ આવી છે, અને જમવાને તો હજી બે કલાકની વાર છે. એ કંટાળામાંથી કેમ બચાશે? પ્રેમળ! પ્રેમળ!

છાયા

તમારે બેયે જ જવું છે? એકલાં?

જ્યોતિ

હાસ્તો, અને ડોકરાંઓ જોશે તો કૂવે પડશે!

છાયા

પણ હું સાથે આવું તો તમને નડું?

જ્યોતિ

(ગાળે હળવી લપડાક મારી) જા, જા! આવું શું બોલે છે? આવની! પણ હું એમ વિચારતી હતી કે તું એમની આગળ બેસ—ને ટાયલાં કૂટ!

છાયા

પણ મોટીબેન! એ તો એક દિવસનું. પણ હું તો વહેમનાં વાદળ તમારા ઉપરથી હમેશનાં ઊતરી જાય એવો રસ્તો યોજવા માગું છું.

પ્રેમળ

તે શું?

છાયા

એ જ કહું છું. જ્યોતિબેને મારે માટે આટઆટલો ભોગ આપ્યો તો હું એને માટે કંઈ નહીં કરું?

જ્યોતિ

પણ તું શું કરવા માંગે છે?

છાયા

હું તો બાળવિધવા છું; ખરું ને?

જ્યોતિ

હા, તે?

છાયા

તે મેં ધણી શોધ્યો છે!

જ્યોતિ

એટલે તુંયે મને છોડી જવાની છે, એમ? જા, જા. સુખી થા! પણ કયો ધણી! લુચ્ચી! મને કહેતી પણ નથી?

છાયા

પ્રેમળભાઈ! તમને તો બાળવિધવાનો વાંધો નહીં ને?

પ્રેમળ

એટલે?

છાયા

હું હમણાં જ જાહેર કરું છું કે હું પરણવા માંગું છું—અને તે ય પ્રેમળને.

જ્યોતિ

છાયા! છાયા!

છાયા

જોયા કરો, મોટીબેન! બધાંને એ ધડાકો લાગશે; પણ પછી તેઓ એ વાત કબૂલ રાખશે, અને યોગ્ય પણ માનશે. પ્રેમળ સદાનો તમારો. પણ દુનિયા જાણશે કે અમે પરણવાનાં છીએ!

પ્રેમળ

ક ૨. પણ મારે પરણવું નથી એનું શું?

છાયા

તમેયે પ્રેમળભાઈ! કેવા છો તો? સમજતા પણ નથી? આ તો જાહેર કરવાનું, કે અમે પરણનાર છીએ! લગ્ન જોઈએ તો ચાર જિંદગી પછી કરજોની! અને આપણે તો નાનાં—એટલે મોટીબેનને તો હમેશ સાથે રહેવું જ પડશે! અને પછી તમે અને મોટીબેન! હું તો કયાંયે એકલી થઈ જઈશ. કદી વચ્ચે નહીં આવું.

જ્યોતિ

છાયા! છાયા! ના, ના, એ શું? એ કેમ થશે?

છાયા

આટલું મોટું તંત્ર ચલાવનારને આ મુશ્કેલ લાગે છે? અરે તમે જુઓની! તમે એકલાં જ કંઈ દુનિયાની આંખમાં ધૂળ નાંખી શકો છો? એમને પણ આવડે છે હં કે! લ્યો, હવે પેલાં બૂમાબૂમ પાડતાં હશે. હું જાઉં છું. (જાય છે)

જ્યોતિ

પ્રેમળ!

પ્રેમળ

જ્યોતિ! (બન્ને ભેટી રહે છે)

જ્યોતિ

તને સમજ પડી ? આ છાયા પણ જબરી નીકળી...હા, હા ! છેતરો દુનિયાને !

પ્રેમળ

સમજ તો પડી, પણ— (છાયા પ્રવેશે છે)

છાયા

લ્યો આ આવ્યાં બધાં, મોટીબેન !

[ પ્રેમળ-જ્યોતિ છૂટાં થઈને પ્રેમળ અંદર ચાલ્યો જાય છે ]

[ એજ ભુરાકાકા, ભુરીફોઇ, લીલીમાશી, લીલામામા પ્રવેશે છે ]

જ્યોતિ

આવો, આવો, પધારો, મામાજી ! કાકાજી ! માશીબા ! ફોઈબા !

ભુરીફોઇ

હા. સારું થયું તેં વરસગાંઠે જમવા બોલાઈવાં તે ! મેં તો તારા વરને જોયો પણ નથી.

જ્યોતિ

અરે આ રહ્યો મારો વર ! છાયા ! ઓ છાયા ! નવરંગકુમાર આવ્યા કે નહીં ?

નવરંગ

(નવરંગકુમાર પ્રવેશે છે) હું એમની પાછળ જ છું. માફ કરો !

જ્યોતિ

તો જુઓ. આ મારાં માશીબા ! આ મારાં ફોઈબા ! આ મારા મામાજી ! અને આ મારા કાકાજી !

નવરંગ

જેજે ! જે જે ! જે જે ! જે જે ! બરાબર.

જ્યોતિ

અને આ મારા પતિ ! નવરંગકુમાર !

ભુરીફોઇ

બળી આજની છોકરીઓ તો આપણા દેખતાં પણ હવે નામો બોલે છે!

( દરમ્યાન ભુરીફોઈ અને લીલામાશી કેડેથી કોથળી કાઢી રૂપિયો કાઢવા મથી રહે છે )

લીલામામા

ચાલો ઠીક! સુખી રહો એટલે બસ!

જ્યોતિ

તે માશીમા! એ તમને પગે લાગે એમ ધારતાં હો તો ખોટું!

લીલીમાશી : ભુરીફોઇ

અરે! અમારે કયાં પગે લગાડવા છે? અમે તો આશરવાદ આપી છૂટીએ! આ મોંજોણું.

નવરંગ

મોંજોણું? તે શું?

જ્યોતિ

એ તમારું આજે એમણે મોં જોયું તેની ખુશાલીમાં, રૂપિયો લેવો પડે.

લીલીમાશી : ભુરીફોઇ

( બંને સાથે ઓવારણાં લેતાં ) જીવતો રહેજે દીકરા! મોટો થજે બેટા!

લીલીમાશી

અને દીકરાને ઘેર દીકરા થાજો!

ભુરીફોઇ

હાસ! મારી તો આજે આંતરડી ઠરી! ભાઈ! તું કેમ કંઈ બોલતો નથી?

ભુરાકાકા

અરે છાયા કાં ગઈ? છાયા! એ વિલાત જઈ આવી એટલે અમને ભૂલી જ ગઇ કે સું?

જ્યોતિ

છાયા! ઓ છાયા! કયાં ગઇ?

**છાયા**

જરા અંદર ગઈ હતી, પ્રેમળકુમારને બોલાવવા. આવો પ્રેમળકુમાર!

**ભુરીફોઇ**

આ તો પેલો રમકડાં વેચવા આઇવો ઉતો, તે તો નહીં?

**છાયા**

ફોઇબાની યાદશક્તિ મજબૂત તો! હાં, એ જ. અને કહો તો, આ વખત તમે કોઈ મારે માટે વર તો નથી શોધી લાવ્યાંને?

**લીલીમાશી**

હાય, હાય! એવું શું બોલે છે? અમે કંઈ તારી મજાક કરવા નથ આવ્યાં. ઓ ભગવાન! કળજગ ભૂંડો થયો, અને મારી છાયા બાળવિધવા થઈ, ઈ...ઈ...ઈ...નહીં તો કને હી હી......

**ભુરીફોઇ**

તો મને મૂઈને તિયારે મોડી ખબર પડેલી, એટલે હું તો કૂટવાનું પણ ભૂલી ગઈ ઉતી, પણ એવાં કાજગરાં મોત, ઓ ભગવાન! શેનાં મોકલ્યાં રે એ...રે...એ...એ.

**છાયા**

હવે માશીબા, ફોઇબા! કૂકવો ન માંડો! જુઓ, આ વખત તો મેં પરણવાનું નક્કી કર્યું છે, અને તે ય આ પ્રેમળકુમાર સાથે.

**કાકા : માશી**
**મામા : ફોઈ** } હેં! હેં!

**પ્રેમળ**

પણ હું તો પરણવામાં માનતો જ નથી!

**ભુરાકાકા**

જો કળજગ!

છાયા

પણ એ વિચાર ફેરવવો એ મારા હાથની વાત છે. એટલા માટે પ્રેમળ અને હું તથા નવરંગભાઈ અને મોટીબેન, અમે ચાર જરા થોડી વાર બહાર જઈ આવીએ છીએ. તમે મારું કહ્યું માનો કાકાજી! તમે જરા મારું કહ્યું માનો તો! તમે કાકાજી અને માશીબા! આ ખૂણામાં સામે બેસી એક-બીજાને ઓળખવાની કોશિષ કરો; અને મામાજી! તમે અને માશીબા બે પણ બેસી વાતો કરો. એટલામાં અમે આવી પહોંચીએ છીએ. ચાલો. ટા...ટા!

ભુરાકાકા

છોકરી! ગમે તેમ બોલે છે?

[ એટલામાં જ્યોતિ, પ્રેમળ, નવરંગકુમાર અને છાયા નીકળી જાય છે, અને લાલભાઈ ખભે ઝોળી લઈને દાખલ થાય છે. પડદો પડે છે ]



## અંક ત્રીજો

**છાયા**

જ્યોતિબેન ! તમને આ ટેલિવિઝન નથી ગમતું ?

**જ્યોતિ**

ના. કોણ જાણે કેમ—મને રેડિયોનું કશું જ નથી ગમતું. હિમાલય છબીઓથી નથી પરખાતો !

**છાયા**

એ ખરું. સંગીતની આખી મંડળી બેઠી હોય અને જે જીવંત લાગે તે આ...

**જ્યોતિ**

આંગળાં ચાટે પેટ નથી ભરાતાં, છાયા ! સમજી ? આપણે શરુઆતમાં આંગળાં ચાટ્યાં, પણ પેટ નહીં ભરાયાં !

છાયા

હા, એ તો અનુભવની વાત છે.

જ્યોતિ

અને આજે હવે ધરાયાં હોઈએ એમ લાગે છે. ત્રણ ચાર વર્ષોમાં ઘણું જોઈ નાખ્યું.

છાયા

તમે ધરાયાં?

જ્યોતિ

હા, સંસાર જોઈ લીધો, એનો સાર કાઢી લીધો.

છાયા

કેવો નીકળ્યો?

જ્યોતિ

એ ન પૂછ. કોઈ જ નહીં કહી શકે. વળી મારો સાર તને નહીં કામ લાગે.

છાયા

એ પણ ખરી વાત.

જ્યોતિ

સંસાર જોયો. કેટલાક માણે છે, કેટલાક એને ચલાવે છે, કેટલાક સુખે દુઃખે અનુભવે છે. મેં જોયો—બરાબર જોયો. પણ જવા દે એ વાત! તારો આજે જન્મદિન. મને તારી વાત કહે. બોલ, તારું કેમ ચાલે છે?

છાયા

સારું થયું તમે પૂછ્યું તે! મારી કહેવાની હિંમત જ નહોતી ચાલતી! માનશો? નવરંગકુમારને હું મારા કરી શકી છું.

જ્યોતિ

એટલે?

છાયા

એ મારા સિવાય બીજી કોઈ સ્ત્રીને પડખે નહીં ચઢે!

જ્યોતિ

એ તને ચાહે છે?

છાયા

એ તો કોણ જાણે! તમે ચહાવાની કે પ્રેમની વાત ન કરો. હું એટલું જાણું છું કે આજે એને મારે માટે ખૂબ જ લાગણી છે.

જ્યોતિ

સમજી. એનું કારણ?

છાયા

કારણ શું? માનશો, મોટીબેન! એક દિવસ મેં એમને પૂછ્યું કે તમે કેટલી રખાત રાખી છે? એમણે જવાબ ઉડાવ્યો.

જ્યોતિ

મને પૂછત તો હું કહેત!

છાયા

ના, પણ પછી મેં જ ખબર કાઢી, અને યાદી હાથમાં આવી. સામે ખરચનો સરવાળો બતાવ્યો. એમાંની એક બે જણને મળી પણ ખરી!

જ્યોતિ

ઠીક!

છાયા

અને પછી હું અહીંથી હવાફેર ગઈ હતી, યાદ છે?

જ્યોતિ

હા, મહાબલેશ્વર.

છાયા

ત્યાં મહિના બાદ મેં તાર કરી એમને બોલાવ્યા.

જ્યોતિ

મને ખબર છે.

છાયા

ત્યાં મેં બધા જ ચાળા કર્યા.

જ્યોતિ

એટલે?

છાયા

ફ્લર્ટ બની, ડાન્સીંગ કીધું, ફ્લેપર જેવાં લૂગડાં પહેરવા માંડ્યાં. પિકનિક પર ગઈ!

જ્યોતિ

એની સાથે?

છાયા

એકાદ વાર. બાકી તો બીજા ભમતા ભમરા ઘણા હતા, એમની સાથે. અં...અં...અને થોડાં ડ્રીંકસ પણ શરૂ કર્યાં.

જ્યોતિ

શાબાશ! મારી છાયા તદ્દન સુધરી ગઈ! પણ તેં યુરોપમાં નહોતાં પીધાં?

છાયા

એ કંઈ ગણાય નહીં. આ તો અહીંની વાત. નવરંગકુમારે પીતાં જોઈ, અને તે સાંજે જ ઉશ્કેરાયા.

જ્યોતિ

ફટકાવી?

છાયા

મોકો મળતાં બાવડું ઝાલી મને એકલીને એકાંતમાં લઈ ગયા.

જ્યોતિ

"સખી! સ્વપ્ન મહીં મનમોહન મેં નિરખ્યા એકાંત વિશે..."

છાયા

સાંભળો તો ખરાં! અને ત્યાં ભાષણ શરુ કર્યું, ધમકાવી, થોડા ઘાંટા પાડ્યા.

જ્યોતિ

અને તમે ઠેકાણે આવ્યાં!

છાયા

ના, દોઢ દિવસ તોબરો ચઢાવી બેસી રહી, બહાર ન ગઈ, બોલી નહીં.

જ્યોતિ

હું! હું!

છાયા

એટલે એ પાછા આવ્યા. ખૂબ જ નમ્ર બનીને મારી, સૉરી, અને આખરે કહ્યું, તને ગમે તે કર! મેં કહ્યું કે કરીશ તો તેમ જ; પણ તમને દુઃખ થશે? એમણે ના કહી, એટલે મેં તીર તાકયું. અમે બહાર ફરવા ગયાં, સમયનું પછી ભાન નહોતું. અને નરમઘેંશ બની મારી માયામાં લપટાયા.

જ્યોતિ

એમ?

છાયા

અને બધી જ દરખાસ્તો કબૂલ કરાવી. મુંબઈ આવીને દેખરેખ રાખી. એકેએક રખાતો છોડાવી. દારૂ છોડાવ્યો, ધંધે લગાડ્યા અને લાગણીનો અનુભવ કરાવ્યો. મારા બનાવ્યા, અને હું પણ પછી તો રમત રમતાં એમની બની.

જ્યોતિ

(નિસાસો)

છાયા

કેમ આવડો મોટો નિસાસો નાંખો છો? દુઃખ થયું?

જ્યોતિ

ના, અદેખાઈ થઈ. જે મારે કરવું જોઈતું હતું તે તેં કીધું. આ...આ છાયા!

છાયા

મોટીબેન! મોટીબેન! શું થયું ?

જ્યોતિ

કંઈ નહીં. એક પળવાર જરા નબળાઈ આવી ગઈ. એટલે માથું દબાવી બેસી ગઈ. હવે ઠીક છે. મારે ખરી રીતે તો તને જોરથી ભેટી પડવું હતું. પણ લાગણી કરતાં અદેખાઈ આગળ આવી અને હું ડુબકાઈ ગઈ. જોયું ને છાયા! આ યે સંસાર. તેં જે કીધું. તે બરાબર જ કીધું. શાબાશ!

છાયા

હાશ! કેટલી નિરાંત! મને તમારી જ શાબાશી જોઈતી હતી. હવે તમે માર્ગ બતાવો તે ખરો. મેં એમને સજ્જન તો બનાવ્યા છે.

જ્યોતિ

અને તું એની સન્નારી થઈને રહે. પણ છાયા! મજા તો જો! નથી મેં એને દુઃખી કર્યો કે એણે મને દુઃખી કરી. એટલે રજીસ્ટર મૅરેજમાં છુટાછેડા પણ લઈ શકાય એમ નથી. તેમ એ હિન્દુ લગ્નાનુસાર એક પર બીજી પણ કરી શકે એમ નથી.

છાયા

નહીં તો ?

જ્યોતિ

નહીં તો તમને બેને પરણાવી દેત!

છાયા

અરે મૂઆં! પરણ્યાં હવે! પરણે શું વધારે છે ? આતો હવે તમને અને પ્રેમળભાઈને નિરાંત. આપણે બધાં એકબીજાને સમજી લઈએ એટલે બસ!

જ્યોતિ

લે, આ પ્રેમળ આવ્યો. કેમ એકાએક, વહેલો—

પ્રેમળ

જ્યોતિ! તારે માટે ખુશખબર લાવ્યો છું.

જ્યોતિ

આજે જન્મદિન તો છાયાનો છે. એ ખુશ થાય એવું કંઈ કહે.

પ્રેમળ

હા, હા, એ પણ ખુશ થશે. જો, જ્યોતિ! મેં નક્કી કર્યું છે કે પરણવું એ બરાબર છે, હું પરણવા તૈયાર છું. તું જો છુટાછેડા લે તો આપણે એ પરણીએ. અને...અને...

જ્યોતિ

છાયા અને નવરંગકુમાર પણ પરણી શકે!

પ્રેમળ

એમ જ જ્યોતિ!

છાયા

પણ એમ એકાએક વિચાર ફેરવવાનું કંઈ કારણ, પ્રેમળભાઈ?

પ્રેમળ

છાયા! તબક્કે તબક્કે જનતાના વિચારો ફેરવાયા જ કરે છે, લગ્નની ભાવના પણ બદલાયા જ કરે છે. એક પેઢી છુટાછેડામાં માને છે, બીજી પેઢી વળી એમ નથી પણ માનતી. માનવસમુદાય ભાવના ફેરવ્યા કરે તો માનવી શા માટે ન ફેરવે?

છાયા

લગ્ન કરી આત્માનું અનંત કાળનું અદ્વૈત સાધવાની વાત ત્યારે ખોટી?

પ્રેમળ

નારે! ખરી; પણ એવો તો એકાદ વિરલ દાખલો મળે. આપણા આ તકલાદી જીવનમાં, બનાવટી વાતાવરણમાં—જ્યાં લગ્નના ધ્યેય અને ઉદ્દેશ જેવું કંઈ રહ્યું જ નથી—ત્યાં તો દંભને વધાર્યો કરવો એ જ ઠીક છે!

જ્યોતિ

એથી તેં પરણુવાનું નક્કી કર્યું છે, નહીં ?

પ્રેમળ

હા, જેથી સમાજને સંતોષ પણ થાય, અને દંભ એની પરાકાષ્ઠાએ પહોંચતાં આપોઆપ ઉઘાડોયે થાય !

છાયા

પણ માણસ મનોમન્થન કરે તો આત્માના પરમ અદ્વૈતને નહીં પામે ?

પ્રેમળ

પામે—ન પણ પામે. પણ હું એટલે ઊંડે ઊતરવા માગતો નથી.

નવરંગ

( નવરંગકુમાર ઉતાવળે પ્રવેશે છે ) માફ કરજો, તમારી વાતોમાં હું દખલ તો કરું છું, પણ મારાથી રહેવાયું નહીં. બજારમાં ખૂબ રખડ્યો, અને ખૂબ શોધતાં એક સરસ સાડી મળી, તે આજે છાયાને એના જન્મદિન નિમિત્તે ભેટ આપવા લાવ્યો છું.

છાયા

ઓ હો ! મને થતું'તું જ કે મને કહ્યા કર્યા વિના આટલા વહેલા ઊઠ્યા ક્યાં ? ખરેખર, રંગ તો સરસ જ છે ! લાવો તો !

નવરંગ

ના, એમ નહીં આપું !

છાયા

તો ?

નવરંગ

જ્યોતિ ! તને વાંધો ન હોય તો...

જ્યોતિ

હા, તે મેં ક્યાં ના પાડી છે ? એમ કહોની કે તમે જાતે એને પહેરાવવા માગો છો ?

નવરંગ

મને એવી ઉમેદ છે ખરી!

જ્યોતિ

ઠીક! તે તમે સાડી પહેરાવતાં ક્યારથી શીખ્યા?

નવરંગ

બધું છાયાએ ધીમે ધીમે શીખવાડયું. લે ચાલ છાયા! તને એવી સરસ શોભશે!

જ્યોતિ

જા છાયા! કેટલી હોંસથી એ સાડી લાવ્યા છે! હવે વહેલી વહેલી એને પાવન કર! જા.

છાયા

હું હમણાં તૈયાર થઈને આવી.

જ્યોતિ

બિચારો! મને એની દયા આવે છે; અને હવે અદેખાઈ પણ થાય છે. પણ એમાં એનો શો દોષ? એ તો એક કાળાભાઈ-ધોળાભાઈનું એક સોગઠું હતો!

પ્રેમળ

બોલ જ્યોતિ! ત્યારે આપણે પછી પરણવાનું શું? બની શકે એમ છે કે નહીં?

જ્યોતિ

આટલે વર્ષે હવે તું પરણવા તૈયાર થયો—

પ્રેમળ

હા. બોલ, કંઈ રસ્તો નીકળે એમ છે? નવરંગ માનશે?

જ્યોતિ

મારે કોઈને મનાવવું નથી; અને મારે હવે ફરી પરણવું પણ નથી.

પ્રેમળ

તું પરણવાની ના પાડે છે?

જ્યોતિ

હા.

પ્રેમળ

આજે જ્યારે હું મારા વિચારો બદલી લગ્નમાં માનતો થયો છું, ત્યારે તું ના પાડે છે?

જ્યોતિ

મારા પણ વિચારો એમ જ એક દિવસ તો ફેરવાય કે નહીં? પ્રેમળ! ખોટું ન લગાડતો. મારી આસપાસ લગ્નનો ફારસ મેં એટલો બધો જોયો છે, કે લગ્નનું નામ દેતાં પણ મને કંટાળો આવે છે. તું અને હું પરણ્યાં નથી. પણ વગર પરણ્યે આપણે શું ઓછું સુખ માણ્યું છે?

પ્રેમળ

પણ આખરે લગ્ન તે લગ્ન! તને એમ નથી થતું કે તને છોડી બીજે કશે ચાલ્યો જઈશ?

જ્યોતિ

ના, મારા પ્રેમળની મને ખાતરી છે.

પ્રેમળ

અને તું બીજાનો વિચાર કરે તો—

જ્યોતિ

એ દહેશત તને લાગવા માંડી હશે! એટલે તો લગ્ન કરવા તું તૈયાર થયો છે!

પ્રેમળ

તું શું એમ માને છે કે હું તને લગ્નથી બાંધી લેવા માગું છું?

જ્યોતિ

ગુસ્સે ન થઈજા! શાંત રીતે વિચાર કર. એમ તો ખરું જ ને પ્રેમળ! કે તારી પઝેસીવ ઇન્સ્ટીંકટ જરા બળવાન થઈ આવી! આપણી એકબીજાની લાગણી લગ્ન વિના પણ કેટલી સ્વચ્છ હતી, ઉમદા હતી, પરસ્પરના વિશ્વાસ-વાળી હતી? અને પરણીને પણ હું બીજાનો વિચાર ન કરું, એની તું કે કોઈ ખાતરી આપી શકવાનાં હતાં?

પ્રેમળ

જ્યોતિ! આજે તારો મનસૂબો શો છે?

જ્યોતિ

એ જાહેર કરવા તો આજે બધાંને મેં અહીં બોલાવ્યાં છે. તારા વિના હું નિરાધાર છું. તારી મદદની મને જરૂર છે.

પ્રેમળ

મદદ! કેવી મદદ?

જ્યોતિ

પ્રેમળ! સાચું કહેજે. જીવન માણવામાં આપણે કંઈ બાકી રાખ્યું છે?

પ્રેમળ

ના.

જ્યોતિ

તને મારા તરફથી આટલાં વર્ષોમાં કદી અસંતોષ થયો છે ખરો?

પ્રેમળ

ના.

જ્યોતિ

મેં તને મારાથી બને તેટલી રીતે સુખી કર્યો છે ખરો?

પ્રેમળ

હા; પણ તું આવા સવાલો કેમ પૂછે છે?

જ્યોતિ

પૂછું છું, કારણ કે આજે જ પૂછી શકું એમ છું. આજે કેટલાક નિર્ણય મારે બધાંની આગળ જાહેર કરવા છે. પ્રેમળ !... પ્રેમળ !

પ્રેમળ

કેમ ! જ્યોતિ ! એકાએક શું થયું ? આ શું ? તારી આંખમાં આંસુ કેમ ?

જ્યોતિ

પ્રેમળ ! હું તદ્દન અકળાઈ ગઈ છું.

પ્રેમળ

પણ છે શું ? હું છું ને ? મને કહે તો ખરી ?

જ્યોતિ

શું કહું તને ? તને તારી લોકસેવા ભલી ! મને એનો જરા વાંધો નથી. પણ જેટલો તેં લોકોનો ખ્યાલ કર્યો છે, એ રીતે નિરાંતે સ્વસ્થ ચિત્તે તેં મારો વિચાર કદીયે કર્યો છે ખરો ? હશે ! મને જરા ઓછું આવ્યું. હું તારો માર્ગ મોકળો કરવા તને મદદગાર થવા મથી રહી છું : આજે એકાએક તું પરણી જવાનો ધડાકો કરે છે !

પ્રેમળ

પણ...પણ જ્યોતિ ! એ તો—

જ્યોતિ

શું એ તો ? મને અહીંથી નાસી જવાનો વિચાર નહીં આવ્યો હોય ? દૂર દૂર આપણે બન્ને એકલાં, તને ગમે તે પ્રકારની લોકસેવા કરતાં, જે મળે તે ખાઈ ચલાવી લેતાં...નિરાંતે જીવન જીવતાં આપણને કોણ રોકી શકે એમ હતું ? ના, એ મને ઠીક ન લાગ્યું, છાયાએ આપણે માટે આટલું બધું કર્યું એને અધવચ્ચે જ મૂકી જવી ?

પ્રેમળ

પણ છાયાને નવરંગકુમાર માટે ખૂબ જ લાગણી છે. હું ધારું છું કે બન્ને એકબીજાના પ્રેમમાં છે.

જ્યોતિ

બરાબર! એથી શું? આપણે ન હોઇએ તો એ એકલાં થોડાં જ રહી શકે એમ છે? તું કંઈ સમજતો જ નથી. મારી આસપાસ બંધનોની જાળ છે. નસીબે, વિધિએ, મને મોટી થતાં જ બાંધી દીધી છે. એમાંથી છટકવાનો બહુ વિચાર કર્યો. પણ ના, નથી નીકળાતું. સંસાર, વ્યવહાર, કાયદો, બધાં જ મારી સામે છે. હમણાં બધાં અહીં એકઠાં થશે. એ બધાં જ મારાં દુશ્મનો છે. પણ એમાં એમનો શો વાંક? કોઈ એને કર્માનુંબંધ કહેશે, કોઈ એમાં એમનો સ્વાર્થ જોશે. મને સૂઝયું તે મેં કર્યું, એમાં પણ કોઈ મારો સ્વાર્થ જોશે.

પ્રેમળ

આ બધું હું સમજું છું, જ્યોતિ! પણ એ વિશે તું કહેવા શું માગે છે?

જ્યોતિ

તું સમજતો નથી એ જ મારી મુસીબત છે, એ જ મારી અકળામણ છે. મારી ચારે બાજુ ચાર કાળમીંઢ પથ્થરની બાંધેલી દીવાલો ખડી છે. સામે માથું પટકીને મરી જાઉં તો છે. છાયા સુખી થઈ શકે, હું છૂટું.

પ્રેમળ

અને હું રવડી જાઉં!

જ્યોતિ

હા, એ પણ એક નસીબની બલિહારી છે. એટલે તું જરા શાંત રહેજે, મને સૂઝે તે કરવા દેજે, અને બને તો એમાં મદદગાર થજે. હું સૌના શ્રેયનો વિચાર કરીને જ પગલું ભરીશ.

પ્રેમળ

બહાર કંઈ ગરબડ થાય છે.

જ્યોતિ

કોઈ આવ્યું લાગે છે. પેલા આપણા કાકાજી એન્ડ કો. હશે! આવવા દે.

પ્રેમળ

એ સરકસને પણ તેં આજે બોલાવ્યું છે?

જ્યોતિ

હા. અને પેલા સૉલિસિટરોને સુદ્ધાં! બંગલો મોટો છે! ભલે આવે! હા, આવોની, આવોની!

ભુરાકાકા

જ્યોતિ! આ તારી માસી તો ખરેખર સોનાની દીવા જ જોઈ લો!

જ્યોતિ

ચાલો, આટલે ઘરડે ઘડપણ બિચારાં માશીબાની આટલી કિંમત કરી તે સારું કર્યું. બોલો માશીબા! અમારા કાકાજી કેવા માણસ?

લીલીમાશી

અરે બઈખું! બોલ મા. એમ સમજની કે પાણીદાર હીરો!

જ્યોતિ

બેસો, બેસો! હવે લઢતા તો નથી ને?

ભુરાકાકા

અરે, એમ કંઈ વારેવારે લઢાય છ? છાયા કાં ગઈ છ? આજે તો છાયાનો જનમદિન, ખરું ને?

જ્યોતિ

તૈયાર થવા ગઈ છે, હમણાં આવશે. આ પ્રેમળને તો ઓળખો છો ને?

ભુરાકાકા

હારે! કેમ નહીં ઓળખું? આપણી છાયા એને પરણવા માંગતી ઉતી તે જ ને?

લીલીમાશી

પછી શું નક્કી કીધું? હા, હા. છો પરણે બિચારી! એણે શું સુખ જોયું છે?

**જ્યોતિ**

બોલ પ્રેમળ ! લીલીમાશીને શો જવાબ આપું ?

**પ્રેમળ**

ત્યારે લીલીમાશીના પણ વિચાર બદલાયા, એમ ને ?

**લીલીમાશી**

અરે ભાઈ! જમાનો જોઈને ચાલવું !

**પ્રેમળ**

ત્યારે જમાનાને આપણે નહીં ચલાવવો ?

**લીલીમાશી**

અરે બેસો, બેસો ! આપણે તે વળી કોણ જમાનાને ચલાવવાવાળાં ?

**જ્યોતિ**

લ્યો, આ મામાજી પણ આવી લાગ્યા ! વારુ, આવો લીલાધરમામા ! જરા ધીમે, આસ્તે ! કયાં છે ફોઈબા ?

**લીલામામા**

તારી ફોઈબા ! ઇને તો અહીં આવતાં જ હવે શરમ લાગે સે.

**જ્યોતિ**

અરે કંઈ હોય ? લાવ હું બોલાવી લાવું.

**ભુરીફોઇ**

અરે સરમ સેની ? જરા દાદર ચઢતાં થાક લાઈગો તે બેહી ગઈ ઉતી. કેમ છે બેન ! મજામાં ? તારા મામા તો જાણે ઘીનું ઘેબર !

**જ્યોતિ**

અને બોલો મામાજી ! અમારાં ફોઈબા કેવાં ?

**લીલામામા**

ઈ તો બેટા ! ઈમ હમજોની કે ખંભાતની સૂતરફેણી !

જ્યોતિ

તમે બધાં બહુ નસીબદાર! વડપણમાં પણ મનગમતો સાથીદાર મળી જાય તો જીવન પછી એટલું અકારું નથી લાગતું.

લીલામામા

હાસ્તો, જરા હૂંફ રીયે હૂંફ!

જ્યોતિ

જિંદગીની ખૂબી જ એ છે! રસ અને કસ, બંનેને તાજા રાખીએ તો જીવન જીવવું સહેલું થઇ પડે છે.

ભુરીફોઇ

અરે! પણ છાયા કેમ દેખાતી નથી? તેં આજે બધાંને પાછાં બોલાઈવાં તે ઠીક કીધું. આજે છાયાને કેટલામું બેસસે?

જ્યોતિ

ફોઇબા! કોને ખબર! જન્મદિન યાદ રહે છે તેટલું વળી ઠીક છે! બાકી વર્ષો યાદ રાખી શું કરવું છે? માણસની જિંદગી કંઈ વર્ષોથી મપાય છે?

ભુરાકાકા

એ તો એનો દિલનો ઉમળકો કેવો રાખે તે પર આધાર!

લીલીમાશી

આ જુઓની, જ્યોતિ અમારી! ઘરડી થતી જ નથ!

ભુરાકાકા

હાં, તે છાયા છે કાં? પછી એણે કંઈ લગનનું નક્કી કઈરું કે નહીં?

જ્યોતિ

શું કરીએ, આ પ્રેમળ પરણવાની ના પાડે છે તે?

ભુરાકાકા

અરે હોય! એમાં વાંધો સું છ? હવે તો કંઈક બાળવિધવા પરણે છ!

લીલીમાશી

તો...ઓ! મોટી વિધવાઓ પણ હવે તો પરણે સે!

ભુરાકાકા

હં! હમઈજાને ભાઈ! પરણવામાં કંઈ ખોટું નથી. તમને પરણવામાં વાંધો સો છ?

પ્રેમળ

હું પરણવામાં માનતો જ નથી ને!

જ્યોતિ

એમ છે! જોયું ને? હવે શું કરીએ? કંઈ પરાણે ઓછું જ કોઈને પરણાવાય છે? પરણવાનો સવાલ જ આવો અટપટો છે! બે જીવ રાજી તો...

ભુરાકાકા

લગન સહી, ક્યા કરે કાજી!

જ્યોતિ

ના કાકાજી! એમનું કહેવું એમ છે કે બે જીવ રાજી તો રાજી! પછી લગ્ન ક્યાં વચ્ચે આણવું?

ભુરીફોઈ

ઓત્તારીની! આ વળી નવો તુક્કો!

લીલામામા

વાત મૂળમાં એક જ સે. જીને જીમ ફાવે ઈમ કરે! બેની વાતમાં ત્રીજાએ માથું નો મારવું!

પ્રેમળ

બસ, બસ! એ વાત કહી તે સો ટકાની!

લીલીમાશી

હા, પણ લ્યો હવે, આ છાયા તે કેવીકની તૈયાર થાય સે? અને બેન! તારા ધણી કેમ કંઈ દેખાતા નથ? ઓલા નવરંગકુમાર?

પ્રેમળ

એ છાયાને તૈયાર કરવામાં રોકાયા છે.

ભુરાકાકા

નવરંગકુમાર છાયાને તૈયાર કરે છે? તે છાયા કંઈ નાની ઢીંગલી છે, કે બચ્ચું છે?

જ્યોતિ

એ જ છે ને! જુઓને જમાનાના રંગઢંગ! વાત એમ હતી કે નવરંગ-કુમાર છાયા માટે એક સરસ સાડી લઈ આવ્યા. એમણે એને ભેટ આપી, અને છાયાને એ પોતે જ પહેરાવે એવી ઇચ્છા જાહેર કરી.

પ્રેમળ

અને તે છાયાએ કબૂલ રાખી!

ભુરાકાકા

શું, ભેટ કે એની ઇચ્છા?

પ્રેમળ

બન્ને! એટલે નવરંગકુમાર જાતે જ છાયાને તૈયાર કરવામાં રોકાયા છે.

લીલામામા

તે લ્યો! તમે એને પરણવાનાં નહોતાં?

જ્યોતિ

પરણવાની વાત મૂકોને પડતી! આ શું? જરી જરીમાં પરણવાનું! જેને પરણવું હોય તે પરણે!

પ્રેમળ

જ્યોતિ! લે, આ તારો કેસરી આવ્યો. એને પણ તેં નોતર્યો લાગે છે!

જ્યોતિ

હાસ્તો! આવો, આવો કેસરીસિંહ! બિરાજો!

કેસરી

જ્યોતિબેન! મને સિંહ થવું નથી ગમતું. મને એકલો કેસરી જ કહો.

જ્યોતિ

દર વખત હું ભૂલી જાઉં છું. ઠીક, આ બધાંને તો તું ઓળખે છે ને?

કેસરી

હા, મારે બધાંની છબી પાડવી છે.

પ્રેમળ

કેમ? કંઈ કેમેરો બેમેરો લઇને આવ્યો છે ને?

કેસરી

હું હમણાં એક છાપામાં કામ કરું છું.

પ્રેમળ

ઓ, એમ! ઠીક, શી ખબર લાવ્યો છે?

કેસરી

કંઈ નહીં. અમે સાંભળ્યું છે કે તમે અને છાયાબેન લગ્ન કરવાનાં છો, એની ખબર અમે કાલે છાપવાના છીએ—અને બને તો થોડી છબીઓ.

જ્યોતિ

બરાબર! હું તો માનતી હતી કે છાપાવાળા અમારાથી આગળ હશે. ઠીક, હમણાં છાયા આવે ત્યારે એનો ફોટો લેજે.

પ્રેમળ

પણ મારી સાથે નહીં; કારણ હું કંઈ એને પરણવાનો નથી, અને પરણવા માગતો પણ નથી.

ભુરીફોઇ

હાય, હાય! હું તો હજી એમ જ માનતી ઉતી! કેમ તમે પણ એમ જ ધારતા ઉતાને?

**લીલામામા**

હારે ! આતો કાંઈ બધું નવું જ થયા કરેસે !

**લીલીમાશી**

પણ ત્યારે તમે કરવા શું માગો છો ?

**ભુરાકાકા**

હા, મગનું નામ મરી તો પાડો !

**પ્રેમળ**

મારે કશું જ કરવું નથી.

**નવરંગ**

(પ્રવેશીને) એ વાત ખોટી છે. વાત એમ છે કે જો હું અને જ્યોતિ છુટાછેડા લઈએ તો પ્રેમળ જ્યોતિને પરણે.

**ભુરીફોઇ : લીલીમાશી**

ઓ મારા બાપરે !

**નવરંગ**

અને હું છૂટો થાઉં તો—(છાયા પ્રવેશે છે) આ મારી છાયા આવી, એને હું પરણું.

**લીલામામા : ભુરાકાકા**

ઓ મારી માડી રે !

**છાયા**

અને જો ભુરાકાકાજી કબૂલ થાય તો લીલીમાશી એમને પરણવા તૈયાર છે !

**જ્યોતિ**

વરવહુ તો એવાં સરસ શોભે !

**છાયા**

અને લીલામામા સાથે ભુરીફોઈનું પણ સાથે સાથે કરી નાંખીએ—

નવરંગ

કે બસ, અલ્લાએ બનાઈ જોડી!

જ્યોતિ

કેસરીસિંહ! બોલો, તમારો શો વિચાર છે?

કેસરી

જો આમ જ થવાનું હોય તો હું તો પછી આપઘાત જ કરું!

છાયા

આ પેલી છુરી, પણે રહ્યો દરિયો અને દૂર દૂર છે આગગાડી!

જ્યોતિ

કેસરી! આટલી છાયા પણ તારી મજાક કરે છે! પણ તારે આપઘાત નહીં કરવો પડે. વાત એમ છે કે નવરંગકુમાર અને હું છુટાછેડા લઈ શકીએ એમ નથી. કાયદામાં એવું કોઈ પણ કારણ નથી.

કેસરી

બેની મરજી હોય તોયે?

જ્યોતિ

મજા જ એ છે ને, કે બેની મરજી હોય તો તો કાયદો જરા પણ મદદે નથી આવતો!

કેસરી

ત્યારે હવે શું થાય?

જ્યોતિ

ઘણું થાય! જરા ઊભો રહે. છાયા! આમ આવ, બરાબર વચ્ચે. આ ધમાલમાં કોઈએ તારી સાડી કે એની સજાવટ પણ જોઈ નહીં. હશે! હું આજે તારા જન્મદિનની ખુશાલીમાં આપણા બંગલાનું નવું નામ પાંજરાપોળ જાહેર કરું છું.

કાકા : મામા : માશી : ફોઈ

પાંજરાપોળ!

જ્યોતિ

હા. અને અહીં આપ સૌને નોતર્યા છે, તે એટલું જ કહેવા કે હવેથી તમે કાકાજી! માશીબાને, અને મામાજી! ફોઈબાને પરણીને રહેવા માગો તો પણ રહી શકશો.

લીલીમાશી

મૂઈ તું! હી! હી! હી.

જ્યોતિ

અને પરણ્યા વિના પણ રહેવું હોય તો રહી શકશો. આ ઘર તમારું જ છે.

લીલામામા

ઈ વાત બરાબર સે.

જ્યોતિ

એટલું જ નહીં પણ આ મારા વિશાળ બંગલામાં, યાને પાંજરાપોળમાં જેઓનું ઘડપણમાં કોઇ નહીં હોય, જેમને ઘરમાં વર કે વહુ સાથે બનતું નહીં હોય, વહુઓને ઘરમાંથી કાઢી મૂકી હોય, ટૂંકમાં ઘરસંસારે દુઃખી હોય તેમને માટે આ પાંજરાપોળના દરવાજા ખુલ્લા રહેશે.

લીલામામા

ઈમાં એક ઈ પણ દાખલ કરો કે જેણે એક પર બીજી કીધી હોય તેની પહેલી ધણીઆણી પણ આંઈ આવીને રિયે.

[ કાળાભાઈ-ધોળાભાઈ હકેરાયલા પ્રવેશે છે. ]

કાળાભાઈ

સહેજમાં જ બચી ગયો!

ધોળાભાઈ

અરે હારે, નહીં તો જુરીનો જ સોદો હતો. યુ સી, શૉફરે અક્કલ વાપરી, નહીં તો ખીમો જ થઇ જાત!

નવરંગ

પણ છે શું કાળાભાઈ, તે તો કહો!

કાળાભાઈ

અરે હા. સાળું જુઓની, નીચે કમ્પાઉન્ડમાં પાંચ સાત છોકરાં રમતાં હતાં.

ધોળાભાઈ

તેમાંનું એકાદ ગાડી નીચે આવી ગયું!

જ્યોતિ

ઓ મા! પછી?

કાળાભાઇ

અરે! એમ ગભરાઇ શેની જાય છે—તે બચી ગયું.

ધોળાભાઈ

શૉફરે આમ કરીને, જોની, આમ કરીને ગાડી આમ ફેરવી દીધી.

કાળાભાઇ

તે સહેજમાં જ બચી ગયું, નહીં તો ખીમો! હી...હી...હી...હી!

ધોળાભાઈ

તે અહીં આ બધાં છોકરાં કોનાં એકઠાં થઈ ગયાં છે?

જ્યોતિ

કોનાં શું વળી, મારા ધણીનાં!

કાળાભાઈ: ધોળાભાઈ

હેં! તારા ધણીનાં? તને વળી છોકરાં જ ક્યાં થયાં છે?

જ્યોતિ

મને નથી, પણ મારા બાલપણના ધણી શ્રી લાલભાઈને હતાં! ને વાત એમ બની કે લાલભાઈ બિચારા ગુજરી ગયા! અને મેં એમની વહુ અને સાત છોકરાંઓને અહીં બોલાવી લીધાં છે.

કાળાભાઈ

પણ તારે એનાં છોકરાં તારા ઘરમાં વાલવાની શી જરૂર ?

જ્યોતિ

એ તમને નહીં સમજાય. બેસો તમે, હું તો તમને બંનેને પણ મારી આ પાંજરાપોળમાં દાખલ કરવા તૈયાર છું.

ધોળાભાઇ

પાંજરાપોળ !

છાયા

આપણા બંગલાનું નામ જ્યોતિબેને હવે પાંજરાપોળ આપ્યું છે.

કાળાભાઇ

અરે છાયા ! અમે તો તને જોઈજ નહીં. આજે તો તું ખરેખર સોહામણી લાગે છે !

ધોળાભાઇ

કૉંગ્રેચ્યુલેશન ! તને આજે કેટલામું બેઠું ?

જ્યોતિ

બસ ! પાછા તમારા સૉલિસિટરવેડા શરુ કર્યાં કે ? જુઓ, સાંભળો, અમારી આખી મિલકત હવે તમારે સંભાળવાની છે. એ પેટે તમે ધંધામાંથી ફારેગ થઈને અહીં અમારા ભેગા રહી શકો છો. નવરંગકુમારે પોતે પોતા પૂરતી રકમ લઈ લીધી છે, એટલે તમારે હવે એની ચિંતા કરવાની જરુર નથી. અને પ્રેમળ અને હું અહીંની દેખરેખ માથે લઈએ છીએ. આ અમારા કાકાજી–મામાજી ઉપરાંત લાલભાઈની વિધવા વહુ અને છોકરાં અહીં રહેશે. અને છાયા અને નવરંગકુમાર બે ત્રણ વર્ષને માટે અહીંથી દૂર દેશાવર હરવા-ફરવા જશે.

કાળાભાઈ

હેં છાયા ? ખરી વાત ?

છાયા

હા, કાળાભાઈ! મને અને નવરંગકુમારને બને છે પણ સારું.

ધોળાભાઇ

તે શું તમે પરણવા માંગો છો? ખબર છે અમે એનાં રજીસ્ટર મૅરેજ કર્યાં છે તે—

જ્યોતિ

બધી ખબર છે! અને એથીજ અમે બધો પાકો વિચાર કરી આ નિવેડો આણ્યો છે. સૉલિસિટર સાહેબો! તમે છો કાયદાના જાણકાર! કાયદો એક એવી વસ્તુ છે કે એ તોડાય નહીં. તોડવા જઈએ કે સમાજ ખળભળી ઊઠે. એથી મેં આને પાંજરાપોળ બનાવ્યું છે—અહીં, આ મકાનમાં, આપણે બધાં રહીશું—આપણા કાયદા પ્રમાણે. અને એ કાયદાની રૂએ પ્રેમળ અને હું એકબીજાનાં—

કાળાભાઈ
ધોળાભાઈ } એ......

જ્યોતિ

અને નવરંગકુમાર અને છાયા એકબીજાનાં. હું ધણી, ધણીઆણી, વર, વહુ કે એવા કશા જ બોલ વાપરવાની નથી. એ બન્ને જિંદગીના લહાવા આ દેશની બહાર માણી, પૂરેપૂરા સંતોષ અને અનુભવ લઈ અહીં પાછાં આવી આપણી સંસ્થામાં સેવા કરવા જોડાશે.

કાળાભાઇ

સેવા કરવા!

જ્યોતિ

હા, તમારી, આ સૌ લોકની, સામાજિક કાયદાના અને એની રૂઢિનાં ભોગ બનેલ દુ:ખીયારાંની સેવા કરવા પાછાં આવશે.

લીલામામા

મને તો આ ઇલમ બહુ આબાદ લાગે સે !

જ્યોતિ

તમે કહેશો કે આ અનાચાર છે : હું કહું છું કે આપણે અહીં આપણી દુનિયામાં—આપણી આટલી પાંજરાપોળમાં આપણે પ્રામાણીક છીએ.

ભુરાકાકા

યસ, યસ ! હું પણ જ્યોતિ તને મળતો થાઉં છ ! ખરી વાત છ !

જ્યોતિ

કોઇ કહેશે કે અમે પડચું પાનું નભાવી નહીં લીધું : હું કહું છું કે તમે બધાં વિધિનાં રમકડાં બની અમારાં દુશ્મન થઇ બેઠાં, એ આખું જ પાનું બધાંના ભલામાં સુધ્રારી નાંખ્યું છે. સુખ અને સંતોષ શોધવાનો આ એક પ્રયાસ છે. લેણુદેણીની વાત હોય તો આ જ લેણુદેણી સહી. અમે ખોટું કરતાં હઇશું તો આવતે ભવે ભગવાનની માફી માગી સુધારી લઇશું !

ભુરાકાકા

તારું કલ્યાણ થાઓ દીકરી ! તેં તો અમને તારી નાંઇખાં !

લીલામામા

ઘયડે ઘડપણ આવું સુખ આપનાર બીજું કોણ નીકળે બાપુ ! જીવતી રહેજે દીકરા !

કાળાભાઈ

પણ આમ તો આખી મિલકત વપરાઇ જશે.

જ્યોતિ

તે તમે શું બેઠાં બેઠાં ધોળવાનાં હતાં ? મૂડી કાયમ રહે, અને વ્યાજમાંથી અમે ખાશું અને ઉપજનાં સાધન વધારવાનો કીમિયો શોધીશું.

પ્રેમળ

અને કેમ અમે કંઇ બંગડીઓ પહેરી છે ? બને ત્યાં સુધી અમારે મૂડીનું કામ જ નહીં પડે. અને પડશે તો દેખા જાયગા !

કેસરી

ચાલો, જય જય !

છાયા

ઓ ! તું ક્યાંથી ફૂટી નીકળ્યો ? મને થયું કે તેં તો આપઘાત કર્યો !

કેસરી

હવે વળી આપઘાત કરવા જેવું બાકી શું રહ્યું છે ? આવું જીવવું એના કરતાં તો મોત વધારે સારું !

જ્યોતિ

તેનો અમે ભેગાં મળી વિચાર કરીશું ! પણ તું આમ એકાએક ચાલ્યો કેમ ?

કેસરી

બસ, લહેર થઇ ગઈ ! આજે હવે છાપામાં લખવાનું ઘણું મળી ગયું. હમણાં જ જઇને બધું છાપે ચઢાવું છું !

જ્યોતિ

કેટલું સરસ કેસરી ! પહેલી સેવા તો તું જ કરશે ! અને એમાં છેવટે ઉમેરજે કે સંસારના દુઃખીઆઓ માટે આ પાંજરાપોળ એક આખરનો આશરો છે !

છાયા

અમારી બધી મિલકત આ સંસ્થાને ચરણે છે.

જ્યોતિ

અલ્યા ઊભો રહે ! તું જાય એ પહેલાં આપણે સૌ છાયા અને નવરંગ-ભાઇને વિદાય આપી દઈએ. આવ બેન છાયા ! અને તમે પધારો ! સંસારનો સાર તારવી સુખરૂપ અહીં પાછાં વળજો. તમને બંનેને મારા અંતરના આશીર્વાદ છે.

[ બધાં ઊભાં તો થઈ જ ગયાં હોય છે. છાયા અને નવરંગકુમાર જરા આગળ આવી, વંદન કરી જઈ રહે છે, બધાં એમને જોઈ રહે છે અને પડદો પડે છે ]



## ચંદ્રવદન મહેતાનાં બીજાં પુસ્તકો

ઈલાકાવ્યો

ચાંદરણાં

રતન

●

ખમાબાપુ

આગગાડી

●

નાગાબાવા

રમકડાંની દુકાન

સંતાકુકડી

નર્મદ

સીતા

મૂગી સ્ત્રી

ધરાગુર્જરી

અખો, વરવહુ અને બીજાં નાટકો

પ્રેમનું મોતી અને બીજાં નાટકો

શિખરિણી

**હવે પછી**

પરનારી

કન્યાવિદાય (શકુન્તલા)

રૂપરંગભંડાર અને બીજાં બાર નાટકો

●

આ નાટકો ભજવવા માટે કર્તાની રજા આવશ્યક છે. આ રજા બે દિવસ બાકી રહે અને તાર કરી તારથી જવાબ ન મંગાવતાં રીતસરનો ટિકિટ સાથે પત્ર લખી મંગાવવી.

**ચન્દ્રવદન મહેતા**

૧૨ મો રસ્તો, ખાર,

અથવા

ઑલઈન્ડીઆ રેડીઓ,

૧૦૧, ક્વિન્સરોડ, મુંબઈ ૧.

ત્રિપાઠી · બુકસેલર્સ · મુંબઈ ૨

## શ્રી અવિનાશ વ્યાસનું નવું સર્જન

પ્રેક્ષકોની પારાવાર પ્રશંસા પામેલી

નવ નૃત્ય-ગીતનાટિકાઓનો સંગ્રહ

# મેંદીનાં પાન

**મીરાંબાઈ · ભૂખ · પરાકાષ્ઠા**

**સોનાનું ઝાંઝર · રંગલીલા · પરીક્ષા**

**કાળભૈરવ · વૈષ્ણવજન (નરસૈંયો)**

**· આમ્રપાલી ·**

ગુજરાતી રંગભૂમિની તવારિખમાં

નવું પ્રસ્થાન આદરે છે.

કલાત્મક મુદ્રણ · **અઢી રૂપિયા** · સુંદર સુશોભનો



## અર્વાચીના

શ્રી ધનસુખલાલ મહેતા અને
શ્રી અવિનાશ વ્યાસ કૃત
રંગભૂમિરસિયાંની રંગલીલા

**એક રૂપિયો**

## રંગલીલા

વિવિધ હાસ્યરસિક લેખકોની
વાનગીઓના મિશ્રણરૂપ
અનોખું પ્રહસન

**ચૌદ આના**



## સરી જતું સુરત

શ્રી ધનસુખલાલ મહેતા કૃત

'અમે બધાં' ઉપરથી રમૂજી નાટક

**સવા રૂપિયો**

**ત્રિપાઠી · બુકસેલર્સ · મુંબઈ ૨**